વાક્યોના નિરૂપણ કરતાં ચરિત્રોમાં યોજેલા સત્યાદિ ધર્મો માણસના મન ઉપર બહુ ઉંડી અને સ્થાયી અસર કરે છે એ પ્રસિદ્ધ સિદ્ધાંતને લક્ષમાં રાખી પ્રત્યેક ચરિત્રમાં કંઇ ને કંઇ સ્ત્રીધર્મની તથા તેમનાં કર્તવ્યની પ્રસંગે પ્રસંગે યોજના કરેલી છે. વાંચનારી માતાઓ અને બહેનો જો તેનો યથાર્થ ઉપયોગ કરશે તો અમે અમારા શ્રમને સફળ માનીશું.

મુંબઈ, શ્રાવણી પૂર્ણિમા
સન ૧૯૧૦

પ્રાણજીવન હરિહર શાસ્ત્રી.
મણિલાલ છબારામ ભટ્ટ.

# અનુક્રમણિકા.



# પતિવ્રતા સતીઓ



## સતી.



બ્રહ્માનાપુત્ર દક્ષ પ્રજાપતિ મનુની પુત્રી પ્રસૂતિ વેરે પરણ્યા હતા. એ દંપતીને થયેલી શોળ કન્યાઓમાંની તેર ધર્મને, એક અગ્નિને, એક સર્વ પિતૃઓને અને સૌથી નાની દેવી સતી ભગવાન મહાદેવને પરણ્યાં હતાં. પ્રજાપતિઓએ એકઠા થઇ એકવાર નૈમિષારણ્યમાં હજાર વર્ષ ચાલે એવો મોટો યજ્ઞ સમારંભ આરંભ્યો હતો. એ મહાયજ્ઞમાં જ્યારે દક્ષ પ્રજાપતિ ગયા ત્યારે સર્વેએ પોત પોતાનાં આસનો ઉપરથી ઉભા થઇ તેમને આવકાર દીધો; માત્ર બ્રહ્મા અને શંકર તેમનાં આસનો ઉપરથી ઉભા થયા નહિ. બ્રહ્મા પોતાના પિતા હોવાથી તેમને માટે દક્ષને માઠું લાગ્યું નહિ, પરતુ 'શંકરે આસન ઉપર બેશી રહી મારુ અપમાન કર્યું,' એમ તેમને લાગી આવ્યું. દક્ષ પ્રજાપતિ બહુ શીલવાન્ અને શાંત સ્વભાવના હતા, તેમ છતા આ પ્રસંગે તેમનો મિજાજ ગયો અને ક્રોધથી સઉ સાંભળતાં શંકરની નિંદા થાય તેમ તિરસ્કારથી બોલ્યા કે—"બ્રહ્માના કહેવાથી મેં આને કન્યા દીધી, પરંતુ આ તો અવિનયી અને દુર્વૃત્ત છે. મોટા માણસોને કેમ આવકાર દેવો અને સભ્યોની સભામાં કેમ વર્તવું, તેનું આને જ્ઞાન જ નથી. યજ્ઞ જેવા સમારંભમાં આવો અવિવેકી ન-

હોવો જોઇએ, માટે હું શાપ દઉં છું કે, 'વિષ્ણું, બ્રહ્મા અને ઇન્દ્રાદિક દેવો સાથે આજ પછી યજ્ઞોમાં આને ભાગ મળશે નહિ.''

ભગવાન શંકર તો કંઇજ બોલ્યા નહિ, પરંતુ નંદીશ્વરાદિ તેમના ગણો દક્ષ ઉપર ગુસ્સે થયા અને સહજ સહજ વાતમાં મોટી બોલા ચાલી થતાં આખરે તેમને પણ એમાં ભાગ લેવો પડ્યો. પ્રજાપતિઓ અને ઋષિઓએ બેઉ પક્ષને સમજાવવાને ઘણોક યત્ન કર્યો પણ કોઇ સમજ્યું નહિ અને આખરે એક બીજાને કઠોર વચનો કહી, સમરો જમાઇ ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી પોત પોતાને સ્થાનકે જતા રહ્યા. દેવોએ, પ્રજાપતિઓએ અને ઋષિઓએ પછી પ્રયાગરાજમાં જઇ અવભૃથ સ્નાન કરી યજ્ઞની સમાપ્તિ કરી.

દક્ષ પ્રજાપતિ અને શંકર વચ્ચે થયેલા ઝઘડાને લીધે દેવી સતીએ પણ ત્યાર પછી પિતાને ત્યાં જવા આવવાનું તજી દીધું. બેઉ પક્ષ વચ્ચેનો પરિચય કાળે કરીને ઘણો ઓછો થઇ ગયો. સતી સ્ત્રીને પતિથી વધારે પ્રિય બીજું કંઇજ નથી. પતિ એજ સતીનું શરણ અને પતિ એજ સતી સ્ત્રીની આ જગતમાં પરમ ગતિ છે. દેવી દાક્ષાયણીએ આર્યસ્ત્રીઓના આ પરમ ધર્મને અનુસરીને પતિ સેવામાં તન, મન અને ધન લગાડી પિએરિયાંને વિસારી મૂક્યાં; તેમ માત પિતા હોવા છતાં પ્રજાપતિ દક્ષે કે ભગવતી પ્રસૂતિએ પણ 'સતી તો સાસરે જ સારી' એમ માનીને મન વાળી લીધું, અને એમ ને એમ અણબનાવ તથા અપરિચયમાં ઘણોક કાળ વીતિ ગયો.

પછી કેટલેક કાળે સવારમાં એકવાર સતી જ્યારે કૈલાસનાં રમણીય ઉપવનોમાં ફરતાં ફરતાં પુષ્પ વિણતાં હતાં ત્યારે અમરાવતી તરફથી કેટલાંક વિમાનોને, તેમાં બેઠેલી દેવાંગનાઓ સાથે તેમણે ઉપરા ઉપરી પૃથ્વી તરફ જતાં જોયાં. દેવ, ગંધર્વ, કિન્નર અને વિદ્યાધરાદિ લોક તેમની સ્ત્રીઓ સહિત જતા જણાતાં, દેવીને સહજ એમ થઇ આવ્યું કે 'આ લોક ક્યાં જતા હશે?' કોઇ ગણને આ વિષે પૂછવા માટે દેવી સતી ઉપવનમાંથી સુંદર એવા કૈલાસ મંદિર તરફ જતાં હતાં એટલામાં આકાશ માર્ગેથી નારદ મુનિ જ

ત્યાં ઉતરી આવ્યા. સતીએ નમન કરી વિણાપ્રિય એવા નારદજીને પૂછયું કે, 'ભગવન્! આ લોકો મોટા આનંદથી આજે કયાં જાય છે?'

"ઓહો! તમે તે જાણતાં જ નથી કે શું?" નારદજીએ તેમના હમેશના ગમ્મતી સ્વભાવે વિસ્મય બતાવી દેવીને પ્રશ્ન કર્યો અને જ્યારે "ખરેખર હું કંઈ જ જાણતી નથી," એમ તેમણે જવાબ આપ્યો ત્યારે નારદજીએ દેવીને ઉત્તેજન આપતાં કહ્યું કે "બ્રહ્માએ તમારા પિતા દક્ષ પ્રજાપતિને પ્રજાપતિઓના અધિપતિપદે નિયુક્ત કરવાથી તેમણે બૃહસ્પતિસવ નામનો મોટો યજ્ઞ સમારંભ આરંભી ત્રિભુવનને પોતાના આનંદમાં ભાગ લેવાને આમંત્ર્યું છે અને તમે જ તેમનાં પુત્રી થઈને તે વાત જાણતાં નથી? દક્ષ પ્રજાપતિ એવા તો નથી કે, આવે શુભ સમારંભને પ્રસંગે અને આનંદને અવસરે અનુચિત હોય તોપણ પોતાનાં દિકરી જમાઇને આમંત્રવાની ઉપેક્ષા કરે?" વિચાર કરતા હોય તેમ મૌન રહી વળી તે બોલ્યા કે, "સેવકને હાથે કામ લેતાં મોટા માણસનું આમ ઉપહાસ્ય થાય છે. સેવકો કદાપિ વિસરી ગયા હશે? વળી દેવિ! કદાપિ કામકાજને પ્રસંગે તેઓ પોતે વિસરી ગયા હોય તોપણ શું થયું? જાવ, પિતાને ઘેર ટાણું છે, એમ જાણ્યા પછી તમારાથી આમંત્રણની આશાએ અહીં બેશી રહેવાય નહિ. ભગવાન શંકરને લઇ દક્ષ પ્રજાપતિને ત્યાં જાવ. એમનું ખોટું દેખાય તે તમારું જ ખોટું દેખાયા બરોબર છે. બાપને ઘેર જવું તેમાં વળી તેડાં હકારાંની શી જરૂર?"

નારદનાં ઉત્તેજક વચન સાંભળી સતીને પિતાને ઘેર જવાનું મન થયું. આમંત્રણ નથી તો શું? હું ત્યાં જઈ એમનું સારું દેખાડી જ્યારે ઠપકો દઇશ, ત્યારે તે કેવાં શરમિંદાં પડશે અને સમારંભમાં આવેલા લોકોમાં મારાં કેવાં વખાણ થશે? એવો તેમને વિચાર આવ્યો તેથી બોલ્યાં કે 'મુનિ! તમે મારી સાથે મંદિરમાં આવો. હું અને તમે બેઉ એમને આ વાત કહીએ અને સઉ સાથે જઇએ.'

નારદ–હું અત્યારે ત્રિવેણી તીર્થ તરફ જાઉં છું માટે ક્ષમા કરો. દેવિ! મારા આવવાથી શું વધારે છે? ભગવાન શંકર કયારે આપનું વચન ઉત્થાપે છે?

આ છેલ્લાં વચન સાંભળી સતી સહજ હસ્યાં અને વિણાના તાર ઉપર સૂરને મેળવતા મેળવતા નારદ મુનિ ત્યાંથી ત્રિવેણી તીર્થ તરફ વિદાય થયા. સતીને આ પ્રમાણે તેમના પિતાને ઘેર યાગમાં જવાનું કહી નારદ મુનિ ત્યાંથી ગયા ત્યાર પછી તે પુષ્પો લઇને શંકરના મંદિરમાં ગયાં. વાઘનું ચર્મ પાથરી શંકર તે વખતે અંતર્ગૃહમાં બેઠા હતા. સતીને જોઇને ગણોએ નમન કર્યું અને શંકરે તેમને પોતાની પાસે આવી આસને બેસવા જણાવ્યું. પણ તે બોલ્યાં કે 'મારા પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ મહોત્સવ છે, તે દેવ, ગંધર્વ અને વિદ્યાધર લોક તેમનાં સ્ત્રી છોકરાં સાથે ત્યાં જાય છે, માટે આપણે પણ ચાલો.' શંકરે કહ્યુ, 'આપણને આમંત્રણ નથી.'

'તો શું થયું?' 'એમ બને કે?' શંકરે ફરીને ઉત્તર આપ્યો એટલે સતી ગાલમાં હસ્યાં અને બોલ્યાં કે—

(રાગ ઓખાહરણનો)

આર્યપુત્ર! તમે આ શું બોલો, ખરા ખોટાનો કંઠ તોલ તોળો;
આવ્યે અવસરે જાય ભુસાઇ, આડે કાંઠે જે હોય લડાઇ.
વિસરાય શું દીકરી ક્યાંહી, જેની માતા કરે રાજ્ય જ્યાંહી;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઇ, ભુલે સસરો શું તેડું જમાઇ?

શિવ—

(અનુષ્ટુપ)

તમારા સમ છે સુભ્રુ! તમને અથવા મને;
સંદેશ સરખો એ જો, કહાવ્યો હોય એમણે.

સતી—

(ત્રીતાલની ચોપાઇ)

જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર, ભુલ્યા! જાત શું ભુલે તે જમાત્ર?
રાખ્યું હશે તેડું તમે છાનું, સમ સઘરા તમારા ન માનુ.
આમ નિઃસંગ રહો તે શું સારું? જુવો સંસારની આંખે વારુ;
જોશું ઉછરંગ જાગ જગનનો, સુખ વૈભવ તાત ભવનનો.
તમે રોઇ કરી ના કરાવો, મને ઉલટી ઉદાસી બનાવો;
મારી હૈયાલી માત રીઝાવા, તમે ક્યારે સાસરિયે આવ્યા?
તમે ક્યારે પ્રસન્ન બનાવી, મને મૈયેરીમાં ઝુલાવી;
મારાં પિયરની મેરીને પણ, જતાં આવતાં ગર્વ ચડ્યા છે.

મીઠી આંખનણે અણસારે, મારી સખીઓથી જોવાયા કયારે ?
જોવા દીકરી જમાઈનાં જોડાં, હશે આતુર સૌ એ શું થોડાં ?
મારી બાળ સૈંએરોનો ભાવ, ચાલો જોજો લઈએ રૂડો લાવ;
મારી માનને હેતને હાથે, જમજો સમવય શાલક સાથે.
મારુ મોટેરાંમાં સનમાન, જોઈ તમને ચરો અભિમાન;
ગામ દાસી ને ગજ રથ ઘોડે, ચાલો આપણ જઈએ સજોડે.
મારી બેનો ને સખીઓના વાદે, મારે જાવું મૈંએર બહુ હાડે;
ઉઠો વાઘાંબરિ! ન સતાવો, ફરી અવસર આવે નહિ આવો.
પાથરીને પાલવ વારવાર, યાચુ આટલુ હું ત્રિપુરાર;
કરુ તાત વની કાલાવાલા, ઉઠો પજવો નહિ મારા વાલા!
શિવ–શાણાં સમજુ થઈ ભુલો કેમ, વણુ તેડ્યાં જવાય કો કેમ ?
દે ન સત્કાર જો દક્ષરાય, હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન બને કદી આવું, માટે સર્વથા હુ નહિ આવું.
સતી–હાં, હાં આજ હુ સમજી એ સઘળુ, તમે આડા થઇ વદો અવળુ;
મારા પિએરનુ ખોવો ઘસાતુ, નથી મુજથી હવે તે ખમાતુ.
તમે ઉજળાં સગાંના ન સગી, આડા અતડા ન લેશ ઉમગી;
વાંકુ પાડીને અવસરે આજ, નાથ! સમધીની ત્યો ન લાજ.
શિવ— (અનુષ્ટુપ)

ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઈ નન્દિને;
પ્રણામ માહરા કહેજો, દક્ષને પાદ વંદિને.

નારદ મુનિએ ઉશ્કેરેલાં અને શંકર ઉપર રીસે ભરાયલાં દેવી સતી પછી ત્યાંથી પિતાને ઘેર ગયાં. શકર જાણુતા હતા કે, દેવીનું અપમાન થશે, તેથી નદી આદિ ગણોને તેમણે સાથે મોકલ્યા. સતી વગર તેડે હાલી ચાલીને પિતાને ઘેર યાગમાં ગયાં, પરંતુ કોઇ માણસે તેમને આવકાર દીધો નહિ તથા સગાં સાગવાંએ બોલાવ્યાં નહિ, એટલુજ નહિ, પરતુ ઋષિ પત્નીઓ એવી તેમની બહેનોએ અને છેવટ માતાએ પણ તેમને બોલાવ્યાં નહિજ. સતી પોતાના સાહસ માટે અત્યંત દીલગીર થયાં. તેમને મૃત્યુ સમાન પરિતાપ થવા માંડયો અને કોઇ ઠેકાણે ક્ષણવાર ઉભાં રહેવું પણ ગમ્યું નહિ. ઘરમાંથી આ પ્રમાણે અપમાન પામ્યા પછી સતી યજ્ઞ-
ને

મંડપમાં ગયાં, કારણ કે ત્યાં દક્ષ આવકાર દેશે, એમ તે ધારતાં હતાં. યજ્ઞ મંડપમાં પેસતાં દેવોની સાથે શંકરનું સ્થાપન જોયું નહિ અને દક્ષ પ્રજાપતિએ વાત્સલ્યથી બોલાવ્યાં નહિ, એટલે દેવીને ઘણું જ માઠું લાગ્યું. પિતાના સામું જોઈ તિરસ્કારનાં વચનોથી તે બોલ્યાં કેઃ—"મને ધિક્કાર છે કે, હું મારા પતિની અવગણના કરી અહીં આવી. જ્યાં પતિનું સન્માન ન હોય ત્યાં સતીને જવાનો ધર્મ નથી. અહીં શંકરનું સ્થાન કે સન્માન નથી તો તેમાં આગ ઉઠજો." આ છેલ્લાં વચન તેમના મુખમાંથી નિકળતાં જ દક્ષ પ્રજાપતિના યજ્ઞ મંડપમાં આગ લાગી અને મોટો ઉત્પાત થઈ રહ્યો. મંડપમાં આગ થતાં જ લાલચોળ થઈ ગયેલાં સતીએ પાછું વાળી જોઇને નંદીને કહ્યું કે, હું અહીં બળી મરું છું અને તું—

(ઉપજાતિ)

નિવેદજે આ સઉ વૃત્ત નંદિ! મારાવતી ત્યાં જઈ પાદવંદી;
એકાંતમાં શંકરને કહેજે, મારાં વળી વાયક આ પ્રમાણેઃ—
"જન્મે તમ ત્રેતિનણે બનેલો, દુર્ભાગ્ય આ દૂષિત દેહ મારો;
'ઉત્સર્ગને યોગ્ય નથી રહેલો, હુતાશને આ પળ હોમવાનો.
પિયેરિયાનો ધરિ પક્ષ મારાં, સુણ્યાં નહીં મેં વચનો તમારાં;
તેથી તમારાં પદ પૂજવાનાં, પુરાં થયાં પ્રાક્તન પુણ્ય મારાં.
અયોગ્ય મારાં વચને દુભાયા, હશો તમે તોપણ નાથ મારા;
શરીર ધરી તપ આચરીશ, પરંતુ પાછી તમને વરીશ."

(પોતે પોતાને)

મેં એમનું માન ધરી વધેરું, કર્યું ન માન્યું શિવજીનું કેરું;
તેનું મળ્યું આ ફળ ભાગ્ય મારું, હુતાશને પાતકને ઉતારું.

નંદીને આમ કહી દેવી સતી શંકરનું ધ્યાન ધરી જમણા પગના અંગુઠામાંથી અગ્નિ ઉત્પન્ન કરી ત્યાં જ બળી મુવાં અને શિવના ગણોએ દક્ષ પ્રજાપતિનો યજ્ઞ મોટી લડાઈથી ધૂળધાણી કરી નાંખ્યો. પ્રિય બહેનો! અને માતાઓ! આપણા ધર્મશાસ્ત્રમાં પતિ એ જ સ્ત્રીનું સર્વસ્વ ગણાય છે; અને એટલા માટે જ સતીએ પોતાનાં માતપિતા તથા સગાં સંબંધીની પણ તમા ન રાખતાં પોતાના પ્રાણ

પતિ શ્રી શંકરનું અપમાન થયેલુ જોઇને પોતાના મનમાં દુઃખ થવાથી પતિનું અપમાન કરનારા પિતાની પોતે પુત્રી કહેવાય એ પણ ઠીક નહિ, એમ ધારી પોતે ત્યાં જ અગ્નિમાં બળી મુવાં. કેવો તેમનો પતિ પ્રત્યેનો પ્રેમ! સતી હોજો તો આવી જ હોજો!



# સુકન્યા.

વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ રાજાને સુકન્યા નામની એક લાડકવાઇ પુત્રી હતી. રાજાએ તેને ભણાવી ગણાવી ડાહી બનાવી હતી. તે સુશીલ અને રૂપાળી હતી રાજા જ્યારે નગરની બહાર ફરવા જતો હતો ત્યારે સુકન્યાને પણ પોતાની સાથે લઇ જતો હતો, એક સમયે રાજા નગરથી થોડેક દૂર આવેલા વનમાં ફરવા ગયો ત્યારે સુકન્યાને પોતાની સાથે લઇ ગયો હતો. એક પછી એક વન અને ઉપવનમાં ફરતો ફરતો તે ચ્યવન ઋષિના આશ્રમમાં જઈ ચઢયો આસોપાલવ, આંબા, આંબલી, ચદન, વડ, બીલી, તથા બીજા અનેક ગાઢ છાયાવાળાં વૃક્ષોની ઘટ છાયા નીચે રાજા પોતાના રસાલા સાથે ઉતર્યો. સૌ કોઇ આશ્રમમા આમ તેમ આનદ કરતાં ફરવા લાગ્યાં, ત્યારે સુકન્યા પણ પોતાની સખીઓ સાથે આશ્રમનાં વૃક્ષો અને તેને વિંટળાઇને ઝુલી રહેલી ભાત ભાતની લતાઓના પુષ્પો ચુંટતી ચુંટતી એક જુના રાફડાની પાસે જઇ ચઢી. તેમાં જોતાં તેને અંદર ચકચકિત બે ઝીણા તારાઓ જણાયા. બાળકનુ મન કુતૂહળ જોવાને આતુર હોય છે. સુકન્યાએ તુરત પાસે પડેલી બાવળની સૂળ લઇ રાફડાની અદર ચળકતા પદાર્થોની પરીક્ષા કરવાને અદર ખોશી. તેનાપર જરા ભાર દીધો કે તુરત તે છિદ્રમાથી લોહીની ધારા વહેવા માડી. કોમળ મનની સુકન્યા કોઇ જીવજતુ હશે, એમ ધારીને સખીઓની સાથે ત્યાથી પછી બીજી જગ્યાએ ચાલી ગઇ.

રાફડાથી ઢકાઇને તપ કરતા ભગવાન ચ્યવન ઋષિની આંખોમાં પેલી સૂળ વાગવાથી રુધિરની ધારાઓ નિકળી હતી. ચ્યવન ઘણો

કાળ થયાં આ આશ્રમમાં આહારાદિકનો ત્યાગ કરી એક આસને બેશીને તપશ્ચર્યા કરતા હતા, અને તપ તપતાં તપતાં ઘણાં વર્ષે તેમના શરીર ઉપર રાફડો બંધાઇ ગયો હતો. માત્ર મૃત્તિકાની ફાટમાંથી તેમની બે આંખો જ ચળકતી બહાર દેખાતી હતી, પરંતુ આંખો છે, એમ જોનાર જાણી શકે નહિ. તે પતગીયું કે બીજા કોઇ જીવડા જેવી દેખાતી હતી. સુકન્યાએ તેને કોઇ તેજસ્વી પદાર્થ જાણી સૂળ ઘોંચી તેની પરીક્ષા કરવાનું ધાર્યું હતું, પરંતુ તેમ કરવા જતાં તેનું પરિણામ વિપરીત આવ્યું.

ઋષિ પોતે કામ, ક્રોધાદિકથી રહિત હતા, તોપણ તે નિરપરાધી ઋષિનો અપરાધ કર્યો તે પાપને લીધે રાજાના પરિવારોને અને સેનાનાં મનુષ્યોને એકાએક રોગ થઇ આવ્યો. અચાનક આવી પડેલા સંકટને લીધે રાજા ગભરાયો. તેણે પોતાના સેવકોને તથા સાથે આવેલા બીજા મનુષ્યોને બોલાવી પૂછ્યું કે, "તમે આ પવિત્ર આશ્રમમાં કોઇનો અપરાધ તો કર્યો નથી? અપરાધ વિના દુઃખ થવાનો સંભવ નથી અપરાધ થયો હોય તો કહો, આપણે જેનો અપરાધ થયો હોય તેની ક્ષમા માગીએ."

સુકન્યા નિશ્ચિંત થઇને પોતાની સખીઓ સાથે રમતી રમતી પિતાની પાસે આવી, અને તેમને ગભરાટમાં પડી ગયેલા જોઇ બોલી ઉઠી કે-"પિતાજી! મારાથી અપરાધ જેવું એક કામ થઇ ગયુ છે વનમાં ફરતાં ફરતાં એક રાફડામાં બે ચળકતા તારાઓ મારા જોવામાં આવ્યા હતા તે શું છે, તેની પરીક્ષા કરવા મેં તેમાં સૂળ ઘોંચી તો તેમાંથી લોહીની ધારા નીકળી હતી" પુત્રીનાં વચન સાંભળીને રાજા તુરત રાફડાની પાસે ગયો, અને તપાસ કરી તો અંદરથી તપ તપતા સુકાઇ ગયેલા, પણ મહા તેજસ્વી વૃદ્ધ ચ્યવન ઋષિ નીકળી આવ્યા.

ફૂટી ગયેલી આંખોવાળા દુર્બળ અને વૃદ્ધ ઋષિને જોઇ સૌનાં મુખ ઉતરી ગયા. રાણીઓ ભય પામી કે રખેને ઋષિ શાપ દેશે તો શું થશે? રાજાને ભય તો લાગ્યો, પણ હિમ્મતથી ઋષિના ચરણમાં પ્રણામ કરી તેણે કહ્યુ કે-"મહારાજ! મારી પુત્રીએ આપનો મહા અપરાધ કર્યો છે, એટલુ જ નહીં, પરતુ આપના નેત્ર રત્નોનો

નાશ કરીને આપના જીવનને નિરર્થક કર્યું છે. તેને માટે હું આપની પાસે ક્ષમા માગું છું."

ચ્યવન મુનિએ રાજાને ક્ષમા આપતાં કહ્યું કે-"મને બીજું તો કંઇ દુઃખ નથી, પરંતુ મારાં ધર્માદિક કાર્યો કરવાને હવે મને અડચણ પડશે, માટે તું એ કન્યા સાથે મને પરણાવે તો તે મારી ધર્મપત્ની તરીકે સેવા કરીને ધર્મકાર્યોમાં મને સહાય કરે. હું તારા અપરાધને ક્ષમા કરું છું." આ વખતે સુકન્યા પિતાની પાસે ઉભી હતી. તેણે પોતાનો અપરાધ કૃતજ્ઞ હૃદયથી કબૂલ કર્યો અને નમ્રભાવથી પિતાને વંદન કરીને કહ્યું કે-"પિતાજી! હું આ ઋષિ મહારાજની સંપૂર્ણ અપરાધિની છું, માટે હવે હું મારું બાકીનું સર્વ આયુષ્ય એમને અર્પણ કરી તેમનાં ધાર્મિક કાર્યોમાં સહાયતા કરીશ. હાય! હાય! મારી મૂર્ખતાએ કેટલો બધો અનર્થ કર્યો છે? એમનો પવિત્ર હાથ ઝાલવો એ જ હવે મારા પાપનું પ્રાયશ્ચિત્ત છે." પછી રાત દહાડો સેવા કરી સુકન્યાએ તેમના હૃદયને જીતી લીધું. ઋષિને સુવરાવ્યા પછી પોતે સુવું, તેમના ઉઠ્યા પહેલાં ઉઠવું, વનમાંથી દેવસેવા તથા અગ્નિહોત્ર માટે ફળફુલ કાષ્ઠો તેમ જ વન ધાન્યો લાવવાં અને ઋષિની સેવામાં અષ્ટપ્રહર હાજર રહેવું, વગેરે કાર્યો લાડકોડમાં ઉછરેલી તે કન્યા બહુ જ હોંશથી કરવા લાગી. ઋષિ તેની અનન્ય ભક્તિ જોઇને અત્યંત પ્રસન્ન થયા.

સુકન્યાએ વૃદ્ધ અને અંધપતિ ચ્યવન ઋષિની આ રીતે એક મનથી સેવા કરવામાં કેટલોક કાળ ગાળી કાઢયો અને ઇશ્વરે પણ તેની સબુરી સામે નજર કરી. એક વખત દેવોના વૈદ્ય અશ્વિની કુમારો તે ઋષિના આશ્રમમાં આવી ચઢયા. તેમનું ચ્યવન મુનિએ મોટા ભાવથી પૂજન કરીને કહ્યું કે-"તમે દેવોના વૈદ્યો કહેવાવ છો તો મારી વૃદ્ધાવસ્થા ટાળો, હું તમને સોમરસના ભાગી કરીશ. દેવોએ યજ્ઞમાં કરવામાં આવતા સોમરસના પાનમાંથી તમને દૂર કર્યા છે, તે વાત હું જાણું છું. તમે વૈદ્યો હોવાથી યજ્ઞના ભાગને માટે અપવિત્ર ગણાવ છો, તોપણ હું તમુને પુનઃ પવિત્ર કરીને યજ્ઞનો ભાગ લેતા કરીશ."

• અશ્વિનીકુમારોએ 'તથાસ્તુ' કહી તે આશ્રમની પાસે આવેલા એક સિદ્ધિપ્રદ નામના ધરામાં ચ્યવન મુનિને ડુબકી મરાવી. ચ્યવન મુનિનું શરીર કેવળ હાડકાંનો માળો ગઈ ગયુ હતું. ભમરો ધોળી ફક્ક થઇ ગઇ હતી, અને આંખોને ઠેકાણે ફક્ત ખાડાઓ જ દેખાતા હતા. આખા શરીરમાં માંસ અને રુધિર ન હોવાથી તરી રહેલી નાડીઓ સ્પષ્ટ દેખાતી હતી. શરીર તદ્દન બેડોળ બની ગયું હતું ઋષિ જેવા સિદ્ધિપ્રદ ધરામાં ડુબકી મારીને બહાર નિકળ્યા કે તુરત નવયૌવન બની ગયા. તેમની દિવ્ય કાન્તિથી તે વન પણ ઝળાઝળાં થઇ રહ્યુ. બે દેવવૈદ્યો સાથે જાણે તે પણ ત્રીજા અશ્વની કુમાર હોય તેવા જ બની ગયા.

સુકન્યા તે ત્રણે પુરુષોને જોઇને ગભરાઇ. દેવવૈદ્યોને પ્રણામ કરીં પાલવ પાથરીને વિનવવા લાગી કે—"હે અશ્વિનીકુમારો! મને મારા પ્રાણાધાર દેખાડો? કયાં ગયા મારા વૃદ્ધ ભર્તાર." અશ્વિનીકુમારો સુકન્યાની પતિભક્તિને જોઇને તેનાપર પ્રસન્ન થયા, અને તરુણ થઇ ગયેલા ચ્યવનની સામે આંગળી કરી, તેને ઋષિ બતાવ્યા. સુકન્યા પોતાના તરુણ વયના પતિને જોઇને તેમના ચરણમાં પ્રણામ કરી કર જોડી સન્મુખ ઉભી રહી, તે સમયે ચ્યવને બંને દેવવૈદ્યોને કહ્યું કે—"મારા સમરાના યજ્ઞમાં હું તમારા ઉપકારનો બદલો વાળીશ." 'તથાસ્તુ' એમ કહીને ઋષિ અને ઋષિપત્નીને પ્રણામ કરીને તેઓ પછી સ્વર્ગમાં ગયા.

થોડા સમય પછી શર્યાતિ રાજા યજ્ઞ કરવા માટે ચ્યવન મુનિના આશ્રમમાં આવ્યા અને જુવે છે તો પોતાની પુત્રીને એક તેજસ્વી અને તરુણ પુરુષની સેવા કરતી દીઠી. દીકરી દૂરથી જ પોતાના પિતાને આવતા જોઇ તેમની સામે ગઇ, અને પ્રણામ કરી ઉભી રહી, પરતુ રાજાએ પુત્રીને આશીર્વાદ આપ્યો નહિ, ઉલટું ક્રોધથી કહ્યું કે—"દુરાચારિણી! તેં ઉભય કુળને કલંક લગાડયું? આ તરુણ પુરુષ કોણ છે? કયાં ગયા પેલા મુનિ? લોકો જેમને નમન કરે છે એવા પવિત્ર ચરિત્ર મુનિને તેં ઠગ્યા."

સુકન્યાએ પોતાના પિતાને શાન્ત પાડી કહ્યું કે, "તે જ ઋષિ આ પોતે છે. દૈવવૈદ્યોના પ્રતાપથી તેઓ આવી તરુણ સ્થિતિને પામ્યા છે. પિતાએ પુત્રીને હર્ષભેર ભેટી તેને ધન્યવાદ આપ્યો, અને પછી પોતે પોતાના જમાઇ ચ્યવન ઋષિની સહાયતાથી સોમયજ્ઞનો આરંભ કરીને અશ્વિનીકુમારોને તેમાં સોમરસ પાયો. તે વખતે ઇંદ્રે ક્રોધ કરી ચ્યવનને મારવા માટે વજ્ર ઉગામ્યું, પરંતુ ચ્યવને પોતાના તપના પ્રભાવથી તેને અટકાવી દીધું. તે સમયે શર્યાતિ રાજાએ અને દેવવૈદ્ય અશ્વિનીકુમારોએ સુકન્યાનાં વખાણ કરતાં કહ્યું કે;–"વૃદ્ધ અને અંધ એવા ઋષિને માત્ર ધર્મ ઉપર જ શ્રદ્ધા રાખીને સુકન્યા પરણી હતી અને તેના અનન્ય ભાવથી સેવા કરતી હતી, જેને પરિણામે તેને અનુપમ સુખ મળ્યું છે. તેની સહાયતાથી ચ્યવન પણ વૃદ્ધ ઉમર તથા અંધાપામાંથી છુટી આવી ઉત્તમ સ્થિતિને પામ્યા છે, માટે સુકન્યા ખરેખરી સુકન્યા જ છે." આમ કહીને દેવો અને ઋષિઓ પોત પોતાને સ્થાનકે ગયા. નિરપરાધી મુનિનાં નેત્રો ફોડી નાખીને તેનો મહાન્ અપરાધ કરનારી સુકન્યાએ પોતાનું આખુ જીવન અંધ મુનિને અર્પણ કર્યું અને એક મનથી તેમની સેવા કરી તો તેનું પરિણામ પણ ઘણુ જ સારુ આવ્યું. પરાર્થે જીવનનો ઉત્સર્ગ કરનારી આવી સુકન્યાઓ જ્યારે આપણા દેશમાં જન્મશે ત્યારે જ આપણો પૂર્ણ ઉદય થશે!

---

# સાવિત્રી.

---

પૂર્વે મદ્રદેશમાં અશ્વપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે ધર્મજ્ઞ, બ્રહ્મણ્ય, સત્યવાદી, જિતેંદ્રિય, દાન દેનાર, પ્રજાને પ્રિય અને ક્ષમાવાન રાજા હતો. સંતાન થવાને માટે તેણે સાવિત્રી દેવીને નામે અગ્નિમાં આહુતિઓ આપવાથી અગ્નિ કુંડમાંથી પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરી સાક્ષાત બ્રહ્માણી દેવી સાવિત્રીરૂપે પ્રકટ થયાં હતાં.

તેમણે પ્રસન્ન થઇ રાજાને કહ્યું કે-"હે પાર્થિવ! તમારું શુદ્ધ બ્રહ્મચર્ય વ્રત, ઇન્દ્રિયોને વશ રાખવાના નિયમ તથા ભક્તિથી હું પ્રસન્ન થઇ છું, માટે તમને જે કંઇ ઈચ્છા હોય તે વરદાન માગો."

સાવિત્રીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે-"હે દેવિ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે-'ગૃહીએ ધર્મની વૃદ્ધિ કરવા માટે સંતાન ઉત્પન્ન કરવાં જોઇએ; માટે હું આ પ્રમાણે સંતાનાર્થે વ્રત તથા નિયમ આચરું છું. તમે જો પ્રસન્ન થયાં હો તો મારા કુળની વૃદ્ધિ કરવા માટે મને પુત્ર આપો." સાવિત્રી દેવીએ કહ્યું કે-"હે રાજા! મેં પ્રથમથી જ તમારા મનનો અભિપ્રાય જાણી તમને સંતાન થવા સારુ ભગવાન બ્રહ્માને કહ્યું હતું. તેમના પ્રસાદથી થોડા વખતમાં જ એક મહા તેજસ્વિની કન્યા તમારે ત્યાં અવતરશે બ્રહ્માની આજ્ઞાથી પ્રસન્ન થઇ મારે જે કહેવાનું હતું તે મેં કહ્યું અને આપ્યું."

આ પ્રમાણે બ્રહ્માણી એવાં સાવિત્રીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ "બહુ સારુ" એમ કહી પ્રસન્નતા બતાવી. પછી જ્યારે સાવિત્રી દેવી અંતર્ધાન થયાં ત્યારે અશ્વપતિ રાજા પણ સ્વસ્થ થઇ મહેલમાં ગયો. પ્રજાને પાલન કરતાં કેટલોક કાળ વ્યતીત થયા કેડે નિયમિત વ્રતવાળા રાજાની ધર્મચારિણી રાણીએ ગર્ભ ધારણ કર્યો. મનુની પુત્રી એવાં તે મહારાણીનો ગર્ભ શુક્લપક્ષમાં ચંદ્રમા જેમ પ્રતિ દિવસ વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યો પ્રસવ વખત આવ્યો ત્યારે કમળ પત્ર જેવાં નેત્રવાળી એક કન્યા અવતરી. બ્રાહ્મણોએ જાતકર્માદિ સંસ્કાર કરી સાવિત્રી દેવીએ આપેલી હોવાથી તે કન્યાનું નામ સાવિત્રી પાડયું. મૂર્તિમાન લક્ષ્મી સરખી તે રાજકન્યા દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. સુંદર અંગવાળી તે કન્યાને જોઇ 'આ દેવકન્યા છે' એમ સર્વ કોઈ કહેતું હતું, એટલુ જ નહિ, પરન્તુ તેનું મનોહર મુખ અને ગુણ જોઇ સર્વે મુગ્ધ બનતાં હતાં.

પર્વણીને દિવસે સ્નાન કરી ઉપવાસ રાખી દેવમંદિરમાં જઇ, વિધિથી અગ્નિમાં હોમ કરી બ્રાહ્મણોની પૂજા કરી, પુષ્પ, દેવ પ્રસાદિ અને પુષ્પમાળા લઇ એકવાર મૂર્તિમાન લક્ષ્મી જેવી તે કન્યા જ્યારે પોતાના પિતા પાસે આવી ત્યારે તેણે માળા નિવેદન કરી તથા ચરણને

અભિવંદન કરી હાથ જોડી ઉભી રહી. તે વખતે અશ્વપતિ રાજા તેને ઉપવર થયેલી જોઇ કોઈપણ વર જેને વરવાની હીંમત કરી શકતો નહિ, એવી દેવી જેવી રૂપવાન કન્યા જોઇ દુઃખ પામી તેને કહેવા લાગ્યો કે–"હે પુત્રિ! તને પરણાવાનો વખત પાસે આવ્યો પણ કોઇ યાચના કરતું નથી, માટે તું તારી પોતાની મેળે ગુણે કરી પોતાને યોગ્ય ગુણવાન ભર્ત્તા શોધી લે. તને જે વર પસંદ આવે તે મને કહેજે, એટલે હું વિચાર કરી તારુ કન્યાદાન આપીશ. તું ઇચ્છિત વર વર, હે વત્સે! ધર્મશાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે હું તને કહું છું. ઉપવર કન્યાનું દાન ન દેનાર પિતા, રજસ્વલા થયા પછી સ્નાન કરેલી સ્ત્રીનો ત્યાગ કરનાર પતિ અને પિતા મરી ગયા પછી માતાનું રક્ષણ ન કરનાર પુત્રની સઘળા લોકો નિંદા કરે છે. હે પુત્રિ! તુ મારાં વચન સાભળી ભર્ત્તાની શોધ કર અને જે રીતે હું નિન્દ્યન થાઉં તેમ કર." સાવિત્રીને તથા વૃદ્ધ મત્રીઓને આમ કહી વાહનાદિકનો બંદોબસ્ત કરી રાજાએ તેમને વર શોધવા જવાની આજ્ઞા આપી. તપસ્વિની એવી સાવિત્રી પોતાના પિતાનાં વચન સાંભળી લજ્જાયુક્ત થઈ તેમના ચરણમાં મસ્તક નમાવી ત્યાંથી ચાલી. સુવર્ણના રથમાં બેશી વૃદ્ધ મંત્રીઓની સાથે રાજર્ષિઓનાં રમણીય તપોવનમાં ગઈ. વૃદ્ધ તપસ્વીઓના ચરણોમાં પ્રણામ કરી ક્રમે ક્રમે સર્વ વનમાં ફરી વળી. એ પ્રમાણે અશ્વપતિ રાજાની કન્યા સાવિત્રી સર્વ તીર્થોમાં બ્રાહ્મણોને ઘણુ ધન આપતી આપતી ઠેક ઠેકાણુ ફરવા લાગી.

મત્રીઓની સાથે સાવિત્રી સર્વ તીર્થો તથા આશ્રમોમાં ફરીને મદ્રદેશનો અધિપતિ એવો પોતાનો પિતા તથા નારદજી જ્યા સભામાં બેઠા બેઠા વાતો કરતા હતા ત્યા આવી નારદજી સાથે બેઠેલા પિતાને જોઈ તેણે બંનેને મસ્તકવડે અભિવદન કર્યું. પછી નારદજીએ અશ્વપતિ રાજાને કહ્યુ કે–"હે રાજન્! આ તમારી કન્યા કયાં ગઈ હતી? અને કયાંથી આવી? તમે આ કન્યાને કેમ પરણાવતા નથી?" નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યુ કે–"હે દેવર્ષિ! એ જ કાર્ય માટે મેં તેને બહાર મોકલી હતી અને આજ તે ત્યાંથી પાછી આવી છે. તે કોને પસદ કરી આવી છે તે તમે પણ સાંભળો."

અશ્વપતિ રાજાએ સાવિત્રીને કહ્યું કે–"હે પુત્રિ! તું જે વરને વરી હોય તે કહે!" પિતાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે–"શાલ્વદેશના ધર્માત્મા ક્ષત્રિય રાજા દ્યુમત્સેન નામે છે. તે પાછળથી અંધ થઈ ગયા ને તેમના પુત્ર નાના હોવાથી પૂર્વના વૈરી રાજાએ રાજ્યને હરી લીધું, તેથી બાળક પુત્ર તથા સ્ત્રી સહિત મહા અરણ્યમાં વશી હાલ તપશ્ચર્યા કરે છે. શહેરમાં ઉત્પન્ન થયેલો અને તપોવનમાં વૃદ્ધિ પામેલો તેમને 'સત્યવાન' નામે એક પુત્ર છે, તેને મનવડે હું વરી ચુકી છું." સાવિત્રીનાં વચન સાંભળી નારદજીએ કહ્યું કે–"હે અશ્વપતિ! અજાણી સાવિત્રી સત્યવાનને વરી પણ તેનું પરિણામ બહુ ખોટું છે. દ્યુમત્સેન તથા તેની સ્ત્રી સત્યભાષણ કરનાર છે તેથી જ બ્રાહ્મણોએ તેમના પુત્રનું નામ સત્યવાન પાડ્યું છે. વળી તે ચિત્રાસ્ય પણ કહેવાય છે." અશ્વપતિ રાજાએ પુછ્યું કે–"તે રાજકુમાર તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન, શૂરવીર તથા માતા પિતામાં ભક્તિવાળો છે?" નારદજીએ કહ્યું કે–"હે રાજા! તે રાજકુમાર સૂર્ય સરખો તેજસ્વી, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન, પૃથ્વી જેવો ક્ષમાવાન, ઇંદ્ર સરખો શૂરવીર તથા માત પિતામાં ભક્તિવાળો છે." અશ્વપતિ રાજાએ પુછ્યું કે–"હે ઋષિ! તે રાજપુત્ર સત્યવાન દાતા, બ્રાહ્મણોપર ભક્તિવાળો, ઉદાર અને દેખાવડો છે?" નારદજીએ કહ્યું કે–"તે કુમાર પોતાની શક્તિ પ્રમાણે દાન આપવામાં રંતિદેવ જેવો, તથા ઉશીનર દેશના શિબિ રાજા જેવો ઉદાર, યયાતિ જેવો સત્યવાદી, દેખાવમાં ચંદ્રમા જેવો અને રૂપમાં અશ્વિનીકુમાર જેવો છે એટલું જ નહિ, પરંતુ તે ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, મધુર બોલનારો, શૂરવીર, સત્યવાદી, સર્વ પ્રાણીનો પરમ મિત્ર, ઈર્ષા રહિત, લજ્જાવાન, કાંતિમાન, સરળ તથા ધૈર્યવાન છે." નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે "હે ભગવન દેવર્ષિ! એના સર્વ ગુણ તમે કહ્યા તેમ તેના દોષ હોય તે પણ મને કહો!" નારદજીએ કહ્યું કે–"હે રાજા! એનામાં એક એવો દોષ છે કે જે તે બધા ગુણોને ઢાંકી દે છે. જે દોષ પ્રયત્નથી પણ ટળી શકે એવો નથી, એ એક જ દોષ છે અને તે કહેવાને મારી જીભ પણ ઉપડતી નથી.

અરેરે! બિચારી અજ્ઞાન રાજપુત્રી સાવિત્રી!! નિશ્વાસ નાંખીને નારદજી ફરી બોલ્યા કે-"હે રાજન્! તે સત્યવાન આજથી વર્ષ દિવસે અલ્પ આયુષ હોવાથી મરણ પામશે." નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યુ કે-"હે સાવિત્રિ! હે વત્સે! અહીં આવ, હું કહું તે સાંભળ. દેવતાઓએ જેનો સત્કાર કરેલો છે એવા ભગવાન નારદજીએ મને જે કહ્યું તે તેં પણ સાંભળ્યું છે માટે વિચાર કર, એનો આ દોષ સર્વ ગુણોને ઢાંકી દે છે. અલ્પ આયુષવાળો તે આજથી વર્ષ દિવસે દેહ ત્યજશે, માટે તું બીજા કોઇ વરને વર." પિતાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કેઃ—

सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥ (मनु)
दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोपि वा ।
सकृद्वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥ (भारत)

"હે પિતાજી! પિતાના ધનની વહેંચણી એકવાર જ થાય છે, કન્યાદાન પણ એકવાર જ થાય છે, અને હું આપુ છું એમ કહીને દાન પણ એકવારજ દેવાય છે. એ ચારે વાના એકવાર જ થાય છે માટે મેં જે ભર્ત્તા પસદ કર્યો છે તે દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, ગુણી હો કે નિર્ગુણી હો પણ હું તો એકવાર જેને વરી તેને જ વરી હવે બીજો નહિ વરુ મનવડે નિશ્ચય કર્યા પછી વાણીથી કહેવાય ને તે પછી તે જ કરાય એવો મારો નિશ્ચય છે જે મારાં ભાગ્યમા હશે તે થશે. હવે તમે જે કહેશો તે વૃથા છે." નારદજીએ કહ્યું કે-"હે અશ્વપતિ! સાવિત્રીની બુદ્ધિ સ્થિર છે માટે એને કોઈ વારી શકવા સમર્થ નથી. સત્યવાનમા જે ગુણ છે તે બીજા પુરુષોમા નથી, માટે તમારે એને જ પરણાવવી એ ઉત્તમ છે." નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે-"તેનો નિશ્ચય ચળાયમાન થાય એમ નથી અને તમારુ વચન સત્ય છે. તમે મારા ગુરુ છો, તેથી હું આપના કહ્યા પ્રમાણે જ કરીશ." નારદજીએ કહ્યુ કે-"હે રાજા! તમારી સાવિત્રીનાં લગ્ન નિર્વિઘ્ને થાઓ." આ પ્રમાણે આશીર્વાદ દઇ નારદજી

ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ગયા અને રાજા સાવિત્રીના વિવાહની સામગ્રી કરવા લાગ્યો. અર્થને ચિન્તન કરતો અશ્વપતિ રાજા વિવાહને યોગ્ય સર્વ સામગ્રી તૈયાર થતાં વૃદ્ધ બ્રાહ્મણો તથા કુલગુરુને બોલાવી શુભ દિવસે કન્યા તથા બ્રાહ્મણો સહિત દ્યુમત્સેનને આશ્રમે ગયો. સાગના ઝાડ નીચે દર્ભાસન ઉપર બેઠેલા અંધ પણ મોટા ભાગ્યવાળા દ્યુમત્સેન રાજાની ઘટતી રીતે પૂજા કરી, હું અશ્વપતિ છું, એમ કહી તેણે પોતાનું નામ નિવેદન કર્યું. ધર્મ જાણનાર દ્યુમત્સેન રાજાએ આદર પૂર્વક સત્કાર કરી તથા આસન આપી આવવાનું કારણ પુછ્યું.

અશ્વપતિ રાજાએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે–"હે રાજર્ષિ, હે ધર્મજ્ઞ! સાવિત્રી નામે મારી આ કન્યા છે તે મન, વાણી અને કર્મે કરીને આપના સત્યવાન નામે મહા ચતુર પુત્રને વરી ચુકી છે, માટે આપ તેનો સ્વીકાર કરો" અશ્વપતિનાં વચન સાંભળી દ્યુમત્સેને કહ્યું કે–"હે રાજન્! અમે રાજ્યથી ભ્રષ્ટ થઈ વનવાસને આશ્રય કરી અહીં ધર્માચરણ કરીએ છીએ તેમાં તમારી સુકુમાર કન્યા દુઃખભાગી થવાને યોગ્ય નથી" "હું ગુણવાન સત્યવાનને સાવિત્રી આપવાનો નિશ્ચય કરીને આવેલો છું, અને નમ્રતાથી મસ્તક નમાવી વિનતિ કરૂ છું કે આપ મારી આશા ભંગ કરશો નહિ. આપણે બન્ને પરસ્પર સબંધી થવાને યોગ્ય છીએ, માટે પ્રસન્ન થઇ મારી પુત્રીને પુત્રવધૂ તરીકે સ્વીકાર કરો." તેણે આમ કહ્યુ ત્યારે વળી દ્યુમત્સેન બોલ્યા કે–"હે રાજન્! તમારી સાથે સબંધ કરવાની મને પ્રથમ ઇચ્છા હતી, પણ રાજ્યથી ભ્રષ્ટ થયા પછી મારો એ વિચાર બેસી ગયો હતો. હવે મારે તમારો અતિથિને યોગ્ય એવો સત્કાર કરવો જોઇએ, તેથી મારો તથા પૂર્વનો ઇચ્છિત અભિપ્રાય હતો તે ઈશ્વરકૃપાથી આજ પરિપૂર્ણ થયો તેથી તમારી કન્યાનો હુ સ્વીકાર કરૂ છું." એમ કહી આશ્રમવાસી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી બન્ને રાજાઓએ વિધિ પ્રમાણે સાવિત્રી અને સત્યવાનનો વિવાહ કર્યો. અશ્વપતિ રાજાએ પોતાની કન્યા સત્યવાનને પરણાવી તેને ઘટતી રીતે પહેરામણી આપી, પરમ હર્ષથી પાછો ગયો. ત્યારપછી સત્યવાન સદ્‌ગુણવાળી સાવિત્રીને

સાંઇને અત્યંત પ્રસન્ન થયો અને સાવિત્રી પણ ઇચ્છિત ભર્ત્તાને પામી સંતુષ્ટ થઇ.

અશ્વપતિ રાજા ઘર તરફ ગયા પછી, સાવિત્રી, સર્વ આભૂષણોનો ત્યાગ કરી, વલ્કલ વસ્ત્ર પહેરી, પતિની સેવા, સત્યતા, સ્નેહ, અને જિતેન્દ્રિયપણાથી સર્વને રાજી કરવા લાગી. ખાનપાન, વસ્ત્રાદિકની વ્યવસ્થા, સત્કાર તથા વાણીવડે પોતાનાં વૃદ્ધ સાસુ સસરાને અને પ્રિય વચન, પ્રેમ અને સેવાથી પતિને સંતોષ આપવા લાગી એરીતે આશ્રમમાં નિવાસ કરીને રહેતાં તથા તપ કરતાં તેઓનો કેટલોક કાળ વીતિ ગયો. વનમાં રહેતી સાવિત્રીને નારદજીએ જે વચન કહ્યાં હતાં તે સદા મનમાં સાલ્યા કરતાં હતાં. પછી જ્યારે સત્યવાનના મરણ યોગનો સમય નજીક આવ્યો ત્યારે દિવસને ગણતી સાવિત્રીએ નારદજીનું વચન યાદ કરી, "આજથી ચોથે દિવસે અંત છે." એમ જાણ્યું. પતિ ઉપર ભાવ રાખનાર સતી સાવિત્રીએ, ત્રણ રાત્રિ સૂધી એકાગ્ર ચિત્તે ભુખ્યાં તરસ્યાં ઉભાં રહીને, અનશન વ્રતનો આરંભ કર્યો. સાવિત્રીના વ્રતને જાણી અત્યંત દુ:ખિત દ્યુમત્સેન રાજાએ સાવિત્રીની આશ્વાસના કરતાં કહ્યું કે- "હે રાજપુત્રિ! તમે આ અતિ કઠિન વ્રતનો આરંભ કર્યો છે. ત્રણ દિવસ પર્યંત ભોજનનો ત્યાગ કરવો એ તમારાં જેવાં રાજકન્યાને કઠણ છે."

દ્યુમત્સેનનાં વચન સાંભળી, સાવિત્રીએ કહ્યું કે-"તાત! તમારે ખેદ કરવો નહિ, હું આરંભેલુ વ્રત સમાપ્ત કરીશ. મેં જે વ્રતનો આરંભ કર્યો છે તે સૌભાગ્યને વધારનારુ છે." રાજા બોલ્યા કે-"હે સાવિત્રિ! તમે આ વ્રતનો ભંગ કરો એમ હું તમને કહેવાને સમર્થ નથી. વળી મારા જેવા તો આવું વ્રત પૂરુ કરાવાથી જ પ્રસન્ન થાય." એમ કહી ઉદારમનવાળો દ્યુમત્સેન રાજા વિરામ પામ્યો. વ્રતના કારણથી સાવિત્રી સુકાઇ ગઇ. હવે આવતી કાલે ભયંકર પ્રસંગ છે, એમ ખેદ કરતાં છેલ્લી રાત્રિ તેણે દુ:ખથી ગાળી, પણ આજે તે દિવસ છે, એમ જાણી પ્રદીપ્ત અગ્નિમાં હોમ કરીને ચાર હાથ સૂર્ય ઉંચો આવ્યો ત્યારે સવારનું કામ પૂરું કરી, સર્વ બ્રાહ્મણો, સાસુ તથા સસરાને

પ્રણામ કરી, હાથ જોડી તેમની સામે ઉભી રહી તે વૃદ્ધ તપોવનમા નિવાસ કરનારા સર્વ તપસ્વીઓએ "તારુ સૌભાગ્ય અખંડ તપો," એવી શુભ આશીષ આપી તે સાભળી, એકાગ્ર ચિત્તવાળી સાવિત્રીએ "તથાસ્તુ તમારી વાણી પૂર્ણ થાઓ," એમ મનમા બોલીને તપસ્વીઓની વાણી માથે ચઢાવી નારદજીના વચનનુ ચિંતન કરતી રાજ્યકન્યા સાવિત્રી આજે બહુ જ ઉદાસ હતી. સાસુ સસરાએ પ્રીતિથી તેને કહ્યુ કે-"તમારુ ધાર્યા પ્રમાણે વ્રત પૂરુ થયુ હવે પારણા કરવાનો સમય થવા આવ્યો છે માટે જે કરવુ ઘટે તે કરો"

સાવિત્રીએ કહ્યુ કે "મેં ઘરનુ સર્વ કામ કરી લીધુ છે પણ સૂર્ય અસ્ત થયા પછી પારણું કરવુ એવો મારા મનમા સકલ્પ છે માટે, તમે ભોજન કરી લ્યો" એટલે ઘરના સૌ જણે ભોજન કર્યું. પછી સત્યવાન સમિધ લેવાને વનમા જવા નીકળ્યો "તે જોઈને સાવિત્રીએ તેને પણ કહ્યું કે, 'હે પ્રાણનાથ! તમે એકલા વનમા ન જશો. આજે તો હુ તમારી સાથે આવીશ તમને એકલાને જવા દેવા હુ રાજી નથી" સત્યવાને કહ્યુ કે-'પ્રાણપ્રિયા' તુ પૂર્વે કોઇ દિવસ વનમા આવી નથી, તેમ વનનો માર્ગ દુ ખરૂપ છે વ્રત તથા ઉપવાસથી તુ દુર્બળ થઇ ગઈ છે, તેથી તારાથી ચલાશે પણ નહિ માટે રહેવા દે' સાવિત્રીએ કહ્યું કે, 'હે નાથ! ઉપવાસ કરવાથી મને ગ્લાનિ થઇ નથી અને પરિશ્રમ પણ જણાતો નથી તમારી સાથે આવવાનો મને ઉત્સાહ છે' સત્યવાને કહ્યુ કે, 'જો ઉત્સાહ હોય તો ભલે, પણ માતપિતાની આજ્ઞા લ્યો પતિના વચન સાભળી મોટા વ્રતવાળી સાવિત્રીએ સાસુ સસરાને પ્રણામ કરીને કહ્યુ કે-'મારા પતિ સમિધ તથા ફલ ફૂલ લેવાને વનમા જાય છે, માટે તમારી જો આજ્ઞા હોય તો હુ પણ તેમની સાથે જાઉ આજે મને એવો ઉત્સાહ થયો છે કે જાણે તેમની સાથે વનો જોવા જાઉ આજ દિવસસૂધી હુ આશ્રમની બહાર નીકળી નથી માટે પુષ્પવાળું વન જોવાનો મને બહુ ઉત્સાહ થયો છે, માટે આપ જવાની આજ્ઞા આપો' દ્યુમત્સેને ધાર્યું કે, જ્યારથી તેના પિતા ગયા ત્યારથી આજ પર્યંત કોઇ દિવસ તેણે બહાર જવાનુ મન કર્યું ટાર્ય એમ મને

સાંભરતું નથી, માટે ભલે જાય. પછી તેમણે 'ઇચ્છિત કામનાને પ્રાપ્ત થાઓ' એવી આશીષની સાથે તેને રજા આપી અને કહ્યું કે, 'પુત્રિ! માર્ગમાં તમે બે સાથે રહેજો."

સાસુ સસરાની આજ્ઞાથી પ્રસન્ન થયેલી પણ પોતાના પતિનું આયુષ્ય આજે પૂર્ણ થનાર છે એવા વિચારથી હૃદયમાં ખેદયુક્ત થયેલી,સાવિત્રી પતિ સાથે વનમાં ગઇ. ત્યાં ઘણાં પંખીઓવાળાં વિચિત્ર રમણીય વન, પવિત્ર નદીઓ તથા પુષ્પવાળાં ઉત્તમ વૃક્ષો જોઇ ખુશ થઇ. સત્યવાને તેને જુદી જુદી જાતનાં વૃક્ષો અને વેલીઓ બતાવીને કહ્યું કે- 'હે સૌભાગ્યવતિ ! તું આ શોભાયમાન વન જો.' સ્વામીનાં પ્રેમસહિત મધુર વચન સાંભળી, આનંદ પામતી અને નારદજીનાં વાકયનું સ્મરણ કરી ખેદ કરતી સાવિત્રી આમ તેમ જોતી જોતી ધીમે ધીમે તેની પાછળ ચાલવા લાગી. તે પછી જેને ભાર્યા સહાય હતી એવો પરાક્રમી સત્યવાન ફળ ગ્રહણ કરી, વાંસની છાબડી ભરીને સમિધ કાપવા લાગ્યો. તે કાપતાં થાકથી તેને પરસેવો વળ્યો અને અધિક મહેનતને લીધે મસ્તકમાં વેદના થવા લાગી; એટલે તેણે પોતાની પ્રિયભાર્યા સાવિત્રીને સંબોધીને કહ્યું કે, 'પ્રિયે! મને મસ્તકમાં સહેજ વેદના થાય છે, અંગો દુઃખે છે અને હૃદય જાણે ખેદ પામતું હોય તેમ ધબકે છે. હે મંજુવાદિનિ! મારો જીવ સ્વસ્થ જણાતો નથી, અને મસ્તક જાણે વિંધાતું હોય એમ પીડા થાય છે. મારામાં ઉભા રહેવાની શક્તિ નથી, માટે હું સુવાને ઇચ્છું છું.'

સ્વામીનાં વચન સાંભળી, સાવિત્રીના પગ ભાગી ગયા. નારદજીનાં વચન તેના હૃદયમાં તરી આવ્યાં અને શરીરમાં ઝણઝણી થઇ આવી, પરંતુ હિમ્મત ધરી મધુર વચને પતિને આશ્વાસન આપી, તેનું મસ્તક ખોળામાં લઇ, પૃથ્વી ઉપર બેઠી ને દેવર્ષિ નારદજીનાં વચનને યાદ કરતી તે તપસ્વિની શું પ્રિય પતિનું મૃત્યુ થશે, એમ વિચારતી મોટા ખેદમાં ડુબી ગઇ, એટલામાં રાતાં વસ્ત્ર તથા મુગટ પહેરેલા સૂર્ય જેવા તેજસ્વી રાતાં નેત્રવાળા, શરીરે શ્યામ તથા પાશ જેના હાથમાં છે એવા મહિષપર બેઠેલા યમરાજને તેણે પોતાની સામે ઉભેલો

દીઠા. તેમને જોઈને તે થરથર કંપવા લાગી છતાં ધીરજ ધરીને બોલી કે-'હે દેવેશ! તમે કોઇ દેવતા હો એમ લાગે છે, કેમકે તમારું શરીર મનુષ્યનું જણાતું નથી માટે તમે કોણ છો તથા શું કરવા અત્રે પધાર્યા છો તે મને કહો?'

યમરાજે કહ્યું કે-'હે સાવિત્રિ! તું પતિવ્રતા તથા તપસ્વિની છે માટે તને કહું છું કે, હું યમરાજા છું. આ રાજપુત્ર એવા તારા ભર્તા સત્યવાનનું આયુષ્ય પૂર્ણ થઈ રહ્યું છે તેથી એને લેવાને આવ્યો છું.' આવાં વચન સાંભળી સતી સાવિત્રીએ અતિ ખેદથી કહ્યું કે, 'હે પ્રભુ! હે ભગવન્! મનુષ્યોને લેવાને તમારા દૂતો આવે છે ને આ ઠેકાણે તમે પોતે કેમ આવ્યા છો?' 'તારા જેવી સતીના ખોળામાંથી મારા દૂતો એનાપ્રાણ હરણ કરી શકતા ન હોવાથી હું આવ્યો છું' એમ કહી યમ રાજાએ સત્યવાનની કાયામાંથી અંગુષ્ટમાત્ર પુરુષને પાશથી બાંધીને બળાત્કારે બહાર ખેંચી લીધો. તે વખતે સત્યવાનનું શરીર પ્રાણહીન, કાંતિ વગરનુ, શ્વાસ તથા ચેષ્ટા વિનાનું થઇ ગયું. યમરાજા તેના લિંગ શરીરને બાંધી, દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા તેથી દુઃખે કરી પીડિત, નિયમ તથા વ્રતે કરીને સિદ્ધ, મોટા ભાગ્યવાળી તેની પતિવ્રતા સ્ત્રી યમની પાછળ જવા લાગી. યમ રાજાએ તેને પાછળ આવતી જોઇ કહ્યું, 'હે સાવિત્રિ! તું આટલુ બધું તારા ભર્ત્તાર માટે કરે છે તેથી તેના દેવામાંથી છૂટી છે. હવે પાછી ફર અને મરણ પછીની ક્રિયા કર.' સાવિત્રી બોલી કે, 'જ્યાં મારા ભર્ત્તાને તમે લઇ જાઓ છો અને જ્યાં તે પોતે જાય છે ત્યાં મારે જવું જોઇએ, એવો સનાતન ધર્મ છે હે ધર્મરાજા! વડિલ જનોની ભક્તિ, ભર્ત્તામાં સ્નેહ તથા વ્રત એ સર્વ મેં કર્યાં છે, તેથી તમારા પ્રસાદે કરી મને કયાઇ કોઇ અટકાવી શકે તેમ નથી. હું તો જ્યાં તમે મારા ભર્ત્તાને લઇ જશો ત્યાં સાથેજ આવીશ. હે યમરાજ! મહાત્મા પુરુષો સાત પગલા જેની સાથે ચાલ્યા હોય તેને મિત્ર કહે છે. તમારી પાછળ હું આવું છું માટે તમોને મિત્ર માની હુ વિનંતિ કરુ તે સાંભળો. ઇંદ્રિયો વશ ન હોય એવા પુરુષો વનમાં યજ્ઞાદિક ધર્મ, બ્રહ્મચર્ય તથા સન્યાસ આચરતા નથી, પણ



સાવિત્રી અને યમરાજ.

"આ સર્વે કલ્યાણ આ મહાત્મા દેવોને પ્રતાપે ઘડાઇ આવ્યું છે" એમ કહી, રોહિત સાથે દેવોના તથા વિશ્વામિત્રનાં ચરણ કમળમાં તેમણે મસ્તક મુકયાં. તારામતીનાં પાતિવ્રત્યે, હરિશ્ચંદ્રના સત્યે અને રોહિતના માતાપિતા પ્રત્યેના ધર્મે પ્રસન્ન થયેલા દેવોએ તેમનાં મસ્તક ઉપર હાથ મુકી આશીર્વાદ દઇ કહ્યું કે–'હે શ્રાત્ત્મ'! विना धर्मं मनुष्याणां जायते न शुभ क्वचित् । यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्म-मेव हि. ધર્મે કરીને જ સઘળાં શુભ થાય છે વાસ્તે મનુષ્યોએ હરકોઇ પ્રકારે પણ ધર્મને ધારણ કરવો જોઇએ.

આમ કહ્યા પછી દેવો અતર્ધ્યાન થયા અને રાજા રાણી તથા કુંવર પુનઃ અયોધ્યાનું રાજ્ય પામીને આનંદથી પૃથ્વીનું પાલન કરતાં આ લોકનાં સુખ લેવા લાગ્યાં. પોતાના પતિની સત્યવાદિતાનુ રક્ષણ કરવા માટે કાશીમાં એક બ્રાહ્મણને ત્યાં દાસી તરિકે વેચાઇ, મહા સકટના સમયમાં પણ તારામતીએ પોતાના પાતિવ્રત્યનો ભગ નહિ કરતાં પતિના તરફ જેવો ને તેવો જ ભક્તિભાવ રાખ્યો એટલું જ નહિ પરંતુ હરિશ્ચંદ્રે પણ જુદા પડતી વખતે રડતાં રડતાં કહ્યું કે 'હે પ્રિયા! હવે કોણ પ્રાચીન પુરાણોની કથાઓ કહીને મારો શોક દૂર કરશે. 'આવી મહા સતી તારામતીનું ચરિત્ર પ્રત્યેક કુળીન કાંતાને અનુકરણીય છે. પ્રાચીન કાળની સતીઓ સંકટના સમયમાં અનેક ઉપદેશક કથાઓથી પોતાના પતિને ધીરજ આપતી હતી, તે વાત હરિશ્ચંદ્રના વચનોપરથી સિદ્ધ થાય છે. સ્ત્રીઓનો ધર્મ છે કે સુખ દુઃખમાં પોતાના પતિને સહાયકારિણી થઇને ધર્મપત્ની તરિકે પોતાનું કર્તવ્ય કરવા માટે બાળપણથી જ યોગ્ય અભ્યાસ કરવો.



# કૌશલ્યા.

કોશલ દેશના રાજાને કૌશલ્યા નામની એક ગુણવાન પુત્રી હતી. બાલપણથી જ ધર્મની સાથે તેને ઇતિહાસ પુરાણ અને વ્યવહારિક શિક્ષણ આપવામાં આવ્યું હતું. જ્યારે ઉમ્મરમાં આવી ત્યારે તેને અયોધ્યાના રાજા દશરથ વેરે પરણાવી હતી. દશરથ રાજા અયોધ્યા જેવા મહાન્ ફળદ્રૂપ દેશ ઉપર રાજ્ય કરતા હતા, પરંતુ તેમનું મન સાંસારિક બાબતો તરફ સહેજ વિરક્ત રહેતું હતું. તેઓ રાજ્યકારભારમાં થોડો ભાગ લઇ, બાકીનો તમામ વખત અધ્યાત્મ ચિંતનમાં તથા પરમાર્થના કાર્યમાં ગાળતા હતા. કૌશલ્યા પણ તેમનાં લૌકિક અને પારમાર્થિક કાર્યોમાં સહાય કરતાં હતાં. અવકાશને વખતે ઇતિહાસોની તથા શાસ્ત્રોની વાતો કરીને તે પતિને રીઝવતાં હતાં. કેટલો એક વખત જતાં એક યજ્ઞ કર્યા પછી તેમને ગર્ભ રહ્યો અને ચૈત્ર મહિનાની નવમીને દિવસે મધ્યાન્હે તેમણે એક પુત્રને જન્મ આપ્યો. દશરથ રાજાએ આ પુત્રનું નામ જ્યોતિર્વિદોને પૂછીને રામ એવું પાડયું. રામચંદ્રે ભવિષ્યમાં પોતાનાં ઉત્તમોત્તમ કાર્યોથી લોકોને પ્રસન્ન કરી; પોતાના નામને સાર્થક કર્યું હતું. રામ નાની ઉમ્મરથી જ વડીલોને આજ્ઞાંકિત, વિનયી, નમ્ર અને સત્વગુણી જણાયા હતા. બાળકોની સાથે રમત ગમતમાં પણ તે સત્યનો જ ઉપયોગ કરતા હતા તથા પોતાની માતા કૌશલ્યાની પાસે હમેશાં ધર્મ તથા નીતિનું શિક્ષણ લેતા હતા. જગતને પવિત્ર કરનારા પરમાત્મા રામ જે માતાના ખોળામાં બેસીને ઉછર્યા હતા તે માતા કેવાં હોવાં જોઇએ, તેનો વિચાર કરવાનું કામ વાંચનારને જ સોંપીશું.

કૌશલ્યાએ પીએરમાં અને સાસરામાં જે ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણી લીધી હતી, તેનું તેમણે રામને નાની ઉમ્મરથી જ શિક્ષણ આપ્યું હતું. ધીરે ધીરે તેમણે રામને એક મૂર્તિમાન્ ધર્મ જ બનાવી દીધા હતા. જ્યારે કૈકયીની હઠથી દશરથે શોકથી રૂંધાઇ ગયેલા કંઠે રામને વનવાસ જવાની આજ્ઞા આપી ત્યારે કૌશલ્યા, ભરત,

શત્રુઘ્ન અને બીજા રાજકીય પરિવારમાંનાં સ્ત્રી પુરુષોના મનમાં અત્યંત ક્રોધ ઉભરાઇ આવ્યો હતો, પરંતુ રામની અલૌકિક ક્ષમા જોઈને તે સૌ શાંત પડી ગયાં હતાં. રામે પિતાની આજ્ઞા માથે ચઢાવીને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરી બતાવી હતી, એટલું જ નહિ, પણ પુત્રનો પિતા પ્રત્યે જે ધર્મ છે, તે ધર્મ પણ સ્પષ્ટ રીતે દર્શાવી આપીને રઘુવંશની કીર્તિમાં વધારો કર્યો હતો. રામમાં આવા ઉદાર ગુણો આવવાનું કારણ તેમનાં પવિત્ર પતિવ્રતા માતા કૌશલ્યાજ હતાં.

રામના વનવાસ ગયા પછી દશરથ રાજા બહુ જ ખિન્ન થઇ ગયા અને મૂર્છિત દશામાં દહાડા ગાળવા લાગ્યા; તે સમયે કૌશલ્યાએ તેમના પલંગની પાસે બેસીને અનેક ઉદાહરણો આપી તથા અનેક કથાઓ કહી તેમનાં મનને ધીરજ આપી હતી. કૌશલ્યાએ પાંચ રાત્રિ સુધી ધીરજ આપવા છતાં છઠ્ઠી રાત્રિએ દશરથ રાજાએ તેમને કહ્યું કે-"હે રાણી! મેં તમારા સુકુમાર બાળક પુત્રને વનવાસ આપીને બહુ જ અનર્થ કર્યો છે. હું સ્ત્રીના એક ક્ષુદ્ર વચનથી આ સમયે બંધાઇ ગયો છું માટે તમે મને ક્ષમા કરો. હે કૌશલ્યા! તમે શત્રુઓને પણ ક્ષમા કરનારાં છો તો મને શા માટે ક્ષમા કરતાં નથી? પતિ ગુણી હોય કે ગુણવિનાનો હોય, પરંતુ સ્ત્રીનો તો તે પતિ જ ગણાય છે. ધર્મ જાણનારી સ્ત્રીઓએ પતિનો અનાદર કરવો યોગ્ય નથી. હે પ્રિયે! આ જગતમાં લોકોની ચઢતી અને પડતી વારા ફરતી થયા જ કરે છે, તે તમારા જાણવામાં છે, કારણ કે તમે ઇતિહાસ અને પુરાણોનો અભ્યાસ કરેલો છે. તમે મારા તરફ સ્નેહભાવથી વર્તજો પરતુ મારાં કર્તવ્ય તરફ કોઈ પણ જાતનો દ્વેષભાવ આણશો નહિ"

સતી શિરોમણી કૌશલ્યાજી આવાં વિવેક તથા દીનતા ભર્યાં દશરથ રાજાનાં વચનો સાંભળીને અત્યત ખિન્ન થઈ ગયાં, અને તેમનાં નેત્રમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી. અને તે પોતે પોતાના મનને જ ઠપકો દેતાં બોલ્યાં કે-"મારા પુત્રને વનવાસ આપતી વખતે મેં પ્રથમ દશરથરાજાના તરફ જે ઉદાસીનતા બતાવી હતી તથા આવેશમાં આવી જઈને જે કઈ કઠણ વચનો કહ્યાં હતાં, તેથી

તેમના મનમાં એવું આવ્યું જણાય છે. જ્યારે હું સ્ત્રીઓના ધર્મને જાણનારી થઈને આવા દુઃખદાયી સમયમાં કઠોર ભાવથી પતિ તરફ વર્તું, ત્યારે પછી મારામાં ને કેકયીમાં ફેર શો? ક્રોધાવેશમાં મેં જે અયોગ્ય વર્તણુક ચલાવી હોય તેને માટે મારે ક્ષમા માગવી જોઇએ." આવો વિચાર કરી કૌશલ્યાએ બે હાથ જોડી દશરથરાજાને પ્રણામ કરીને કહ્યું કે-"હે પ્રાણનાથ! આપ હાથ જોડીને મારી પાસે ક્ષમા માગો છો, તે મારુ અપમાન કરો છો! ધિક્કાર છે મારી ઉચ્છૃંખલતાને કે આવા દુઃખદ સમયમાં પણ મેં ક્રોધાવેશમાં તમને કઠિન વચનો કહીને તમારાં દુઃખમાં વધારો કર્યો છે? હે પ્રાણપતિ! આ દાસી ઉપર પ્રસન્ન થઈને તેના અપરાધોને હવે ક્ષમા કરો. રામ મારે શું વિશેષ છે અને તમારે ઓછા છે? તેમ કદીપણ હોય જ નહિ? અરેરે! જે સ્ત્રીને આલોકમાં પતિ આજીજી કરીને મનાવે અને સ્ત્રી પોતાના પતિને દુઃખના સમયમાંપણ રીસાઇ રીસાઈને વધારે દુઃખી કરે તેવી સ્ત્રીને હજારો હજાર ધિક્કાર હજો. હે પ્રાણપ્રિય! સ્ત્રીઓના પતિ તરફ શા શા ધર્મો છે, તે મેં નાની વયમાંજ મારી માના પાસેથી સાંભળ્યા છે. તેમ તમે સત્યવાદી છો તે પણ મારા જાણવામાં છે. આપે મારાં બહેન કેકયીને જે બે વચન આપ્યાં હતાં તેમાંથી એક વડે રામને વનવાસ અને બીજા વડે ભરતને રાજ્ય આપ્યું હતું તેમાં તમે તમારું કર્તવ્ય બજાવ્યું છે અને તેપણ ન્યાય પૂર્વક બજાવ્યું છે. હું તમને જેવા સત્યવાદી તરિકે જોવાને ઇચ્છું છું તેવા વચન ભંગ કરનાર તરિકે જોવાને ઈચ્છતી નથી. મારો પુત્ર વનવાસમાં જો કે દુઃખ વેઠશે, પરતુ તેમ કરવાથી અયોધ્યાના મહારાજા દશરથ સત્યવાદી કહેવાશે, તેના આનંદ આગળ મારા પુત્રનું દુઃખ કંઈ પણ હિસાબમાં નથી. પ્રાણપતિ! તમે તમારો ધર્મ બજાવ્યો તે માટે દેવો પણ તમારા ઉપર પ્રસન્ન થયા છે. હવે તમે જ્ઞાન દૃષ્ટિથી શોકને દૂર કરો" દશરથ રાજા કૌશલ્યાનુ નિર્મળ હૃદય જોઈને શાંત થયા અને તેમના ઉદાર તથા ઉત્તમ મનની પ્રશંસા કરવા લાગ્યા. વિદૂષી અને બુદ્ધિમતી રાણીના પોતે પતિ છે એમ જાણી પોતાના મનથી સંતુષ્ટ થયા.

કૌશલ્યાના વિચારો કેટલા બધા ભલા અને ઉદાર હતા તે વાંચનારના જાણવામાં આવ્યું હશે. કૈકયીનાં દુષ્ટ કર્મનો મનમાં લેશ માત્ર પણ વિચાર ન કરતાં તથા 'દશરથે તેના કહ્યા પ્રમાણે કર્યું' એવો વિચાર પણ મનમાં નહિ લાવતાં ઉદાર અંતઃકરણથી પોતાના શોકભારને દાબી દઇ રાજાને ધીરજ આપી તેમનું દુઃખ ઓછું કર્યું તેને માટે કૌશલ્યાને ધન્યવાદ ઘટે છે!!



# કૈકયી.

સતી કૈકયી કેકયરાજાની પુત્રી થતાંહતા. કેકય રાજાએ નાની ઉમરમાંથી જ વિદ્યાધ્યયન કરાવીને તથા ગૃહકેળવણી આપીને તેમને પાવરધાં કર્યાં હતાં. કૈકયી ભણેલાં ગણેલાં અને ડાહ્યાં સતી હતાં, તેમનામાં પિતાના તરફથી રાજગુણ પણ ઉતરી આવ્યો હતો. માત્ર એક હઠીલાઇનોજ તેમનામાં દુર્ગુણ હતો. તે કંઈક કાચા કાનના પણ હતાં, જેને યોગે તેમની પાછલી ઉમ્મરમાં તેમને અપકીર્તિનાં ભોગ થવું પડયું હતું."

કૈકયી ઉમ્મરમાં આવ્યા પછી અયોધ્યાના રાજા દશરથ વેરે પરણ્યાં હતાં. સેવારૂપી ઉત્તમ ગુણોને લીધે ધીરે ધીરે તે માનીતી રાણી થઇ પડ્યાં હતાં. એક વાર જ્યારે દેવતાઓ અને અસુરો વચ્ચે મોટું યુદ્ધ આરંભાયુ ત્યારે દેવોએ દશરથને સહાય કરવાને આમંત્રણ કર્યું હતું. દશરથ રાજા દેવોના આમત્રણને માન આપી ત્યાં મદદ લઇને ગયા હતા. તે સમયે રાણી કૈકયી પણ તેમની સાથે ગયાં હતાં. રાત્રિયુદ્ધમાં જ્યારે દશરથે રાક્ષસો ઉપર હલ્લો કર્યો ત્યારે મહા માયાવી રાક્ષસ શંબર તેમની સામે યુદ્ધ કરવાને ચઢી આવ્યો અને તેણે પોતાની માયાથી દશરથ રાજાને નિદ્રાવશ કરી રથની ધરી ભાંગી નાંખી હતી. આ વખતે કૈકયીએ પણ પતિ સાવધ થતાં સુધી રથની એક તરફની ધરીને પોતાની કાંધપર લઇ રણના મેદાનમાં શત્રુની સામે રથને અટકાવી અંદર બેઠે બેઠેજ હજારો દૈત્યોને મારી વિજય મેળવવામાં

દશરથ રાજાને સહાય કરી હતી. આ વખતે તેમને કૈકયીનો જ આશ્રય હતો. જો તે વખતે કૈકયીએ રથની ધરીને ધરી રાખી નહોત તો દશરથનો પરાજય થવાનો હતો. સ્ત્રીઓ પણ સમય ઉપર કેટલું બધુ પરાક્રમ કરે છે, તે કૈકયીએ દેવાસુરના યુદ્ધમાં પતિની સહાયે રહીને આપણને બતાવી આપ્યું છે. કૈકયીનાં આવાં સાહસભર્યાં કામથી દશરથના હૃદયમાં ઘણોજ સદ્ભાવ થયો અને કૃતજ્ઞ હૃદયથી તે બોલી ઉઠયા કે "હે વહાલી હૃદયેશ્વરી! માગ, તું કહેતે આપવાને હું તૈયાર છું. અયોધ્યાનું રાજ્યાસન પણ તારા પરાક્રમ આગળ તુચ્છ છે. તું મારી પાસેથી બે વર માગી લે, કૈકયી બોલી;–'હમણાં મારે કોઈપણ જાતનો વર જોઇતો નથી, પરંતુ 'જ્યારે મને જરૂર પડશે ત્યારે તે માગી લઇશ.' પછી દેવાસુર યુદ્ધ પુરું થતાં તેઓ અયોધ્યામાં આવ્યાં. કૈકયીએ બતાવેલાં પરાક્રમથી રાજા તેના ઉપર ત્યારથી મુગ્ધ થઇ ગયા, અને સર્વે રાણીઓમાં કૈકયીનું વધારે માન રાખવા લાગ્યા.

દશરથને કૈકયી ઉપરાંત કૌશલ્યા અને સુમિત્રા નામની પણ બે રાણીઓ હતી. મોટાં રાણી કૌશલ્યાને રામ, કૈકયીને ભરત અને સુમિત્રાને લક્ષ્મણ તથા શત્રુઘ્ન નામે પુત્રો હતા. રામ સર્વ ભાઇઓમાં વડા હતા, તેથી દશરથે તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો, અને જ્યારે રાજ્યાભિષેકની સઘળી તૈયારી થઇ ત્યારે કૈકયીના મનમાં દશરથે પ્રથમ જે બે વરો આપેલા હતા, તે માગવાનો દુષ્ટ વિચાર આવ્યો. ભરતને રાજ્યાભિષેક કરવાની માગણી કરવાને મથરા નામની દાસીએ તેમને ભંભેર્યાં. રામનું છેક બુરું કરવાનો તેમનો વિચાર નહતો, કારણ કે તે ભણેલાં ગણેલાં શૂરી ત્રિયાણી હતાં. તેમનામાં માત્ર પારકાના કહેવાપર દોરાઇ જવાનો દુર્ગુણ હતો તેથી વખતો વખત ખોટે માર્ગે ઉતરી જતાં હતાં. મંથરા મહા ખટપટી દાસી હતી, તેણે કૈકયીને આડે માર્ગે લઇ જવાનો આ પ્રસંગ સાધી લીધો. રાજ્ય કુટુંબમાં ઘણે ખરે ઠેકાણે દાસ દાસીઓજ પરસ્પરમાં સાચાં ખોટાં સમજાવીને અંદર અંદર વેર ઉભાં કરાવીને કુટુંબનો

પાયમાલીનું કારણ ઉભું કરાવે છે. મથરાએ કેકયીને કહ્યું કે 'તમે' રાજાનાં માનિતાં અને તમારો પુત્ર સદ્દગુણ અને વિદ્યાસંપન્ન છતાં કૌશલ્યાના પુત્રને રાજ્યગાદી મળે એ કાંઇ તમારુ જેવું તેવું અપમાન નથી. મહારાજા દશરથે તમને પહેલા બે વરો આપેલા છે, તેમાંથી એક વરવડે તમારા પુત્રને અયોધ્યાની ગાદી અપાવો અને બીજા વરવડે રામને વનવાસ કઢાવો, એટલે પીડા ટળે; કારણ કે રામ મહાબળવાન અને ખટપટીઓ છે. તે જો અહીં રહેશે તો તમારા પુત્રને સુખેથી રાજ્ય કરવા દેશે નહિ." કેકયી કે જે મહા શૂરી હતી, જેણે દેવાસુરના યુદ્ધમાં પોતાના પ્રાણપતિના પ્રાણનું રક્ષણ કરવા માટે પોતાના જીવનની પણ દરકાર ન કરતાં રઘુકુળના એક મહાન રાજાનો જીવ બચાવવા રથની ધરીને પોતાની કાંધપર ધારણ કરીને રણમાં યશ અપાવ્યો હતો તે શું પોતાના પુત્ર રામનું અકલ્યાણ ઈચ્છે? કદી પણ નહિ, પરંતુ દુષ્ટા મંથરાએ તેમનાં મનની જ્યારે ખરેખરી ચંચળ સ્થિતિ હતી તે વખતે એવાં તો તિક્ષ્ણ વચનો કહ્યાં કે જેની અશરથી કેકયી પોતાનું સ્વરૂપ ભુલી જઇ રઘુકુળના મહારાજા દશરથના માહાત્મ્યને પણ વીસરી ગયાં અને ચઢાઉપણે પોતાના પુત્ર માટે અયોધ્યાની રાજ્ય ગાદી અને રામને માટે ચૌદ વર્ષનો લાંબો વનવાસ માગી લીધો. વાંચનાર! ગમે તેવા સદગુણીને પણ સગનો રગ લાગ્યા વિના રહેતો નથી તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. કેકયી જેવી શાણી અને શૂરી રાણી પણ પોતાની માત પિતાની, અને પોતાના પતિકુળની મહત્તાને તથા શાસ્ત્ર શ્રવણથી મળેલા વિવેકને એકદમ મંથરાના સગથી વીસરી ગઈ, દુષ્ટ મથરા પોતાના કાવતરામાં ફાવી ગઇ. અને અયોધ્યામાં તથા રાજકુટુંબમાં કેકયીએ રાજાની પાસેથી ઉપલાં બે વરદાન માગી લેવાથી મોટો સક્ષોભ થઇ રહ્યો, પણ રામના મનમાં જરાએ ખેદ થયો નહિ. તે પોતાનાં કર્મનો જ દોષ કાઢી માતા પિતાને કેકયી વગેરે ઉપમાતાઓને પ્રણામ કરી તેમની આજ્ઞાને શિરપર ચઢાવી., સીતા. તથા લક્ષ્મણ સાથે વનમાં સીધાવ્યા. સન્નારી-

ઓને કેકયીના ચરિત્રમાંથી સાર એ લેવાનો છે કે, પોતાનાં દાસ દાસીનાં મિથ્યા અથવા તો સ્વાર્થી બોલવા ઉપર વિશ્વાસ રાખીને પોતાનાં પતિ, સાસુ, સસરા, દીયર, જેઠ, નણંદ વગેરેના મનમાં દુઃખ થાય તેમ વર્તવું નહિ, અથવા તો કુળને કલંક લાગે તેવાં વર્તને પણ વર્તવું નહિ પ્રસંગમાં સૌની સાથે નમ્રતાથી વર્તીને સર્વને સંતોષ આપવો અને કદાચ કોઈ ઉશ્કેરવા પ્રયત્ન કરે તેના ખરા ખોટાનો તોલ કર્યા પછીજ પગલું ભરવું. સ્ત્રીએ તો હમેશા શાંત મન અને ધીરો સ્વભાવ રાખવો જોઇએ, ઉતાવળ કે ઉશ્કેરણીથી એવું પગલું કદી પણ ભરવું નહિ કે જેથી પાછળથી પશ્ચાતાપ કરવો પડે. મંથરાના ચઢાવ્યાથી કરેલા આ અયોગ્ય કાર્યને માટે ભરતે જ્યારે મોસાળથી અયોધ્યા આવીને માતાને ઠપકો દીધો અને વડીલ ભાઈ રામની-પાદુકા રાજગાદી ઉપર રાખી પોતે પણ નદી ગ્રામમાં વાસ કર્યો ત્યારે કેકયીને અત્યંત પશ્ચાતાપ થયો હતો.



## સીતા.

બહાર પ્રાંતનો ઉત્તર ભાગ કે જેને હાલ તિરહૂત કહે છે તે પ્રાચીન કાળે મિથિલા કહેવાતો હતો તેના પાટનગર જનકપુરમાં પૂર્વે જનકરાય નામના પ્રખ્યાત રાજા રાજ્ય કરતા હતા. તે ધર્મ શાસ્ત્રમાં પ્રવીણ, કર્તવ્યનિષ્ઠ, સત્યવાદી, પ્રજાપાલક તથા ન્યાયી હતા. એક સમયે યજ્ઞ કરવાને શાસ્ત્રોક્ત વિધિથી તે પૃથ્વી ખેડાવતા હતા ત્યારે પૃથ્વીમાંથી એક દિવ્ય કન્યા તેમને મળી આવી હતી તે સર્વાંગે સુંદરી હતી, તેનો દિવ્ય પ્રભાવ તેની ભાવિ ઉન્નતિને સૂચવતો હતો. જનકરાય સંતાનરહિત હોવાથી દૈવયોગે મળી આવેલી આ કન્યાને જોઇને બહુજ પ્રસન્ન થયા અને પ્રધાનોને સંબોધીને બોલ્યા કે-'ઇશ્વરે મને અપુત્રને આ કન્યા અર્પણ કરી

જિતેંદ્રિય પુરુષો આચરે છે. આત્મજ્ઞાનનું કારણ ધર્મ જ છે માટે સત્પુરુષો ધર્મને પ્રધાન માને છે. એમ દંભ છોડી દઈને ચાર આશ્રમ માંના એક આશ્રમ ધર્મને શ્રદ્ધાપૂર્વક આચરવાથી, સર્વ આશ્રમ તથા જ્ઞાનમાર્ગો પ્રાપ્ત થાય છે. તમે મારા ભર્ત્તાનું હરણ કરી મારા ધર્મનો નાશ ન કરો.'

યમરાજાએ કહ્યું 'કે–હે સતિ! તારી શુદ્ધ ઉચ્ચારવાળી પવિત્ર વાણી સાંભળીને હું પ્રસન્ન થયો છું માટે તું પાછી વળ, અને તારા પતિના જીવિત વગર તારી જે ઇચ્છા હોય તે વરદાન માગ.'

સાવિત્રી—હે ધર્મરાજ! મારા સસરા દ્યુમત્સેન રાજ્યથી ભ્રષ્ટ થઇ ચક્ષુહીન થયેલા છે તથાં વનવાસ ભોગવે છે. તેઓ તમારા વરથી ચક્ષુને પ્રાપ્ત થઇ બળવાન્ અગ્નિ અને સૂર્ય જેવા તેજસ્વી થાય.

યમરાજાએ કહ્યું કે–'ભલે તેમ થાઓ, પણ તને ચાલવાથી ગ્લાનિ થઇ હોય એમ મને લાગે છે, માટે પાછી વળ અને ઘેર જા.' સાવિત્રીએ કહ્યું કે, 'હે યમરાજ! મારા સ્વામિની પાછળ ચાલતાં મને શ્રમ લાગતો જ નથી. જ્યાં તે હોય ત્યાં મારી ગતિ છે. તમે તેમને જે સ્થળે લઈ જશો, ત્યાં હું આવીશ. સત્પુરુષને કોઇ પુરુષનો એક-વાર સમાગમ થાય તો, તેને તે મિત્ર માને છે. સત્સંગ નિષ્ફળ જતો જ નથી, માટે તમે પણ મને વરદાન આપશો. મારી આશા પુરી થયા વિના હું કદી પણ પાછી ફરનાર નથી.'

યમ—હે સાવિત્રિ! તું બહુ મધુર ભાષણ કરે છે અને સત્પુરુષોને પ્રિય એવાં ધર્મનાં વચન બોલે છે તેથી હું બહુ જ પ્રસન્ન થયો છું, માટે સત્યવાનના જીવિત વગર તને જે કઇ ઇચ્છા હોય તે વરદાન માગ.

સાવિત્રી કહે—'હે ધર્મરાજ! ધર્મથી પ્રજાનું પાલન કરનાર મારા સસરાજીનું રાજ્ય જે મદથી અંધ થયેલા શત્રુઓએ લઇ લીધું છે તે તેમને પાછું મળે, અને તેઓ પ્રજા પાલનના ક્ષાત્રિય ધર્મથી કદી પણ પરાઙ્મુખ ન થાય.' તે સાંભળીને યમરાજ બોલ્યા કે, 'હે કલ્યાણિ! તારા સસરા દ્યુમત્સેનને તેમનું ગયેલું રાજ્ય પાછું મળશે અને તેઓ નિરંતર ધર્મમાં પ્રવૃત્ત રહેશે: હવે તું પાછી વળ.'

સાવિત્રી બોલી કે-'હે દેવ! કર્મ પ્રમાણે તમે આ જગતમાં પ્રાણીઓને સુખ દુઃખમાં પ્રવૃત્તિ કરાવો છો અને મનુષ્યોની કામનાઓ પૂર્ણ કરો છો, માટેજ તમે ધર્મનું શાસન કરનાર યમરાજ કહેવાવ છો, છતાં હે દેવ! દયા કરવી, એ મોટા પુરુષોનો મુખ્ય ધર્મ છે. અમારા જેવાં પ્રાકૃત મનુષ્યો કંઈ જ કરી શકતાં નથી. પરંતુ આપ તો દયાળુ છો. અમિત્રને પણ મિત્ર સમાન ગણી તેનો દુઃખમાંથી ઉદ્ધાર કરો છો, માટે મારી મન કામનાઓ પણ તમારે પૂર્ણ કરવી જોઈએ.'

યમ—હે કલ્યાણિ! તરસ્યું માણસ જેમ શીતળ જળ મળવાથી પ્રસન્ન થાય છે તેમ તારાં વચન સાંભળવાથી મને સંતોષ ઉત્પન્ન થાય છે. હું તારાં ધર્મયુક્ત વચનોથી પ્રસન્ન થયો છું, માટે તું સત્યવાનનાં જીવિત વગર જે કંઈ ઇચ્છા હોય તે વર માગ. સાવિત્રી બોલી કે-'હે ધર્મરાજ! જો તમે પ્રસન્ન થયા હો તો, હું બંધુ વગરની બહેન છું, માટે મને સો ભાઈઓ આપો અને મારા પિતાના કુળની અભિવૃદ્ધિ કરો.' પછી યમરાજાએ તેને કહ્યું કે 'હે સતિ! તારી કામના ફળશે અને તેજસ્વી એવા સો ભાઈઓની તું બહેન થઈશ. પણ હવે તું બહુ દૂર ચાલી આવી છે, માટે પાછી ફર અને તારે આશ્રમે જા.'

સાવિત્રી—હે યમરાજ! મારું મન સ્વામીથી દૂર નથી અને હું સતી છું એટલે કદી પણ તેમનાથી દૂર થનાર નથી. હે ધર્મરાજ! હજી પણ હું કહું છું કે આપ દયા કરીને મારું કહેવું શ્રવણ કરો! હે ભગવન્! તમે વિવસ્વત સૂર્યના પુત્ર છો, તમે ધર્મ પ્રમાણે સર્વને યથાક્રમ શાસન કરો છો હે ધર્માત્મા! જે વિશ્વાસ મનુષ્યને પોતાને માટે હોતો નથી તે વિશ્વાસ તેમને સત્પુરુષોમાં હોય છે તેમ મને આપમાં વિશ્વાસ છે, માટે હે ભગવન્! ઇચ્છિત વરદાન આપી મને આપ ખુશી કરો. યમરાજ બોલ્યા કે-'હે સાવિત્રિ! તારા જેવાં મધુર, કોમળ અને નીતિયુક્ત વચનો મેં બીજે કહીં પણ સાંભળ્યા નથી. હું તારાં વચનોથી બહુ જ પ્રસન્ન પામ્યો છું, માટે સત્યવાનના જીવિત વગર તને જે કંઈ ઇચ્છા હોય તે બીજો વર માંગ.'

સાવિત્રી-હે દેવતાઓમાં ઉત્તમ એવા યમરાજ! મારા કુલની

વૃદ્ધિ કરનારા બળ અને પરાક્રમવાળા સત્યવાનથી મને સો પુત્ર થાય, એવું વરદાન આપો. યમરાજાએ પ્રસન્નતાની પરંપરામાં ને પરંપરામાં કહ્યું કે-'હે સતિ! તારા મનને પ્રસન્ન કરે એવા રૂપાળા, બળવાળા અને ભાગ્યશાળી તને સો પુત્રો થશે, પરંતુ હે સતિ! હવે તું પાછી ફર. રાત્રિનો વખત થવા આવ્યો છે અને તું ઘણે દૂર સુધી ચાલી આવી છે.' સાવિત્રી બોલી કે-'હે યમરાજ! મહા પુરુષોનાં વચનોનો અર્થ સફળ થાય છે. તેઓની વાણી અર્થને અનુસરે છે અને કલ્પાંતે પણ તેમનાં વચન મિથ્યા જતાં નથી, માટે આપે મને કૃતાર્થ કરી છે. હે યમદેવ! હવે તમે મારા સ્વામિના આત્માને મિથ્યા જ શા માટે આપની સાથે લઇ જવાનો શ્રમ લ્યો છો. હું સતી છું, અને આપ મહાત્માએ તેમનાથી મને સો પુત્ર થવાનો વર આપ્યો છે તો હવે મારાપતિને પણ આપ મને પાછા આપો. હે સત્યપ્રતિજ્ઞાવાળા ધર્મરાજ! મારા સ્વામિને લઇ જઇ હવે તમે મને વિયોગી રાખી શકશો, પણ વિધવા બનાવી શકશો નહિ, કારણ કે તમારા જ વરદાનથી મને સો પુત્રો ઉત્પન્ન થાય એટલો કાળ હું મારા સ્વામિથી સુભાગી બનેલી છું. હે ધર્મરાજ! આપે મારા ઉપર મોટી કૃપા કરી છે અને આપને પણ બહુ પરિશ્રમ પડયો છે. વાસ્તે આપ મારા સ્વામીને મારે સ્વાધીન કરીને પછી સુખેથી સ્વધામ પ્રતિ સિધાવો.'

આ પ્રમાણે સાવિત્રીની યુક્તિથી યમરાજ બંધાઇ ગયા અને પ્રસન્ન થઇ બોલ્યા કે,'હે સતિ! તારાં યુક્તિપુર સર ને ધર્મયુક્ત વચનોથી તેં મને જિતી લઇ તારા સતીત્વને જગતમાં સિદ્ધ કરી આપ્યુ છે. હે સાવિત્રિ! તમારુ કલ્યાણ થાઓ અને તમારો પતિ સત્યવાન સજીવન થાઓ. હે સતિ! સત્યવાન સાથે હવે તમે આ જગતને શોભા આપતાં અને ધર્મ તથા યશ આપનારુ સુખ રૂપ જીવન ગાળતાં પૃથ્વીનું રાજ ભોગવો. તમારા સતીત્વે મને બહુજ' પ્રસન્ન કર્યો છે. સાવિત્રીને તેનું અભીપ્સિત આપીને ધર્મરાજ ત્યાંથી અતર્ધાન થયા, અને સત્યવાનમાં જેની સઘળી મનોવાંછના હતી એવી તે ત્યાંથી પાછી ફરી, અને જે વૃક્ષની નીચે સત્યવાનનું કલેવર પડયું હતું ત્યાં આવી.

આ વખતે રાત્રી થઇ હતી, અજ્ઞાન પુરુષોના હૃદય જેવું અંધારુ સર્વત્ર વ્યાપી રહ્યું હતું અને ભયંકર પશુઓ વનમાં અહીં તહીં સચાર કરી રહ્યાં હતાં. પતિના મૃતપ્રાય થઇ રહેલા કલેવરની ચિંતા કરતી અને સતીત્વને પ્રકાશે વનમાં માર્ગ કરતી કરતી સતી સાવિત્રી ઉતાવળે ઉતાવળે પગલે જ્યાં આગળ સત્યવાન પડયો હતો ત્યાં આગળ આવી અને અતિ આનંદથી તેનું મનોહર મસ્તક પોતાના ખોળામાં લઇને બેઠી. ધીરેથી તેણે અમૃતના જેવો પોતાનો હાથ સ્વામીના મસ્તક ઉપર મુકયો કે તુરત જ તેના કલેવરમાં ચેતન આવ્યું. મનુષ્ય ભર નિન્દ્રામાંથી જાગે એમ સત્યવાને આળસ મરડીને આમ તેમ જોઇ જાગ્રત થઇ સાવિત્રીને કહ્યું કે–"હે પ્રિયે! હે સતિ! ઘણી વાર થયાં હું તમારા ખોળામાં ઉંઘી ગયો હતો. રાત્રી થઈ ગઇ અને સમય વીતિ ગયો, પરતુ તમે મને કેમ જાગ્રત કર્યો નહિ? સમિધ કાપતાં મસ્તકમાં મને વેદના થયા પછી હું તમારા પવિત્ર ખોળામાં શિર મુકીને સુઇ ગયો અને એવી ઘાડ નિદ્રા આવી કે જેમાં મને મહા ભયકર સ્વપ્ન જોવામાં આવ્યુ. હે સતિ! એક મહા ભયકર અને બળવાન પુરુષ જાણે મને બાંધીને લઇ ચાલ્યો, અને તમે ગદ્દગદ્દ કંઠે તેની પ્રાર્થના કરતાં કરતાં મને મેળવવાને તેની પાછળ પાછળ આવવા લાગ્યાં. આખરે જાણે તમારા સતીત્વથી પ્રસન્ન થયેલા તે મહાનુભાવે મને તમને પાછો આપ્યો, અને હુ નિદ્રામાંથી જાગ્રત થયો. હે કલ્યાણિ! આવુ ભયંકર સ્વપ્ન તો મેં કદી પણ જોયું ન હતું." સાવિત્રીએ મધુર વચનથી સ્વામીનું આશ્વાસન કરીને કહ્યું કે, "હે પ્રાણનાથ! મનુષ્યોને જ્યારે મસ્તકવેદના થાય છે ત્યારે એવાં દુષ્ટ સ્વપ્નો આવે છે, માટે આપે તેનો હવે વિચાર કરવો નહિ. આપ સ્વસ્થ અને સુખી છો. હે પ્રભો! આપ હવે નિદ્રામાંથી પરિપૂર્ણ જાગ્રત થયા હો તો, ચાલો આપણે આપણા આશ્રમ પ્રતિ જઇએ, કારણ કે મારાં વૃદ્ધ સાસુ સસરાજી આપણને મોડું થવાથી ચિંતા કરતાં હશે. હે પ્રિયપતિ! હે માતપિતામાં જ જેનું મન નિરંતર રહ્યા કરે છે એવા આપ સાવધાન થઇને આશ્રમ તરફ જવાને તત્પર થાઓ. તમારી પિતૃસે-

